### જૈન સિદ્ધાંત બોલસંગ્રહ વિષે

# મુનિશ્રીઓના અભિપ્રાયો

## (૧)

### ભારતભૂષણ શતાવધાની પંડિતવર્ય મુનિશ્રી ૧૦૦૮ રત્નચંદ્રજી મહારાજ તરફથી

શ્રાવક વર્ગમા સાહિત્યનો પ્રચાર કરવા માટે સેઠિયાજી શ્રી અગરચદજી ભૈરોદાનજીની જે લગન છે તેવી અન્યમા ક્વચિત્ જોવામાં આવે છે.

તેમણે એકેક બોલના ક્રમથી શાસ્રીય વસ્તુઓનુ સ્વરૂપ દર્શાવતો "જૈન સિદ્ધાંત બોલસગ્રહ" તૈયાર કરવામા જે અથાગ શ્રમ ઉઠાવ્યો છે તે અતિ પ્રશંસાને પાત્ર છે. આ વિભાગના અવલોકન માટે તથા સુધારાવધારા કરવા માટે પં. પૂર્ણચંદ્રજી અજમેર તથા પાલણપુર આવીને આદ્યોપાન્ત વાચી ગયા હતા.

સંક્ષેપમા પુસ્તક જૈન દષ્ટિથી ઘણું જ ઉપયોગી છે. જૈન શૈલી તથા જૈન તત્ત્વોને સમજવા માટે જૈન અને જૈનેતર ઉભયને આ પુસ્તક લાભપ્રદ બનશે

પં. વસંતીલાલ જૈન

તા. ૩-૭-૪૦
ઘાટકોપર (મુંબઈ)

(૨)

**જૈન ધર્મ દિવાકર, જૈનાગમ રત્નાકર. સાહિત્યરત્ન ઉપાધ્યાય મુનિશ્રી આત્મારામજી મહારાજ (પંજાબી) તરફથી—**

શ્રીમાન્ પ શ્યામલાલજી, બી એ પ્રસ્તુત ગ્રંથ બતાવવા અત્રે આવ્યા હતા મેં તથા મારા પ્રિય શિષ્ય પ હેમચંદ્રજીએ ગ્રંથનુ સાગીક નિરીક્ષણ કર્યું છે

આ ગ્રથ ઘણી જ સુન્દર પદ્ધતિથી તૈયાર કરવામા આવ્યો છે. આગમો અને અન્ય ગ્રથોમાથી સગ્રહ કરેલા બોલો ઘણા સરસ અને પ્રભાવશાળી છે, અને હૃદયમા આનદ ઉત્પન્ન કરે છે સાધારણ જિજ્ઞાસુ જનતાને આ ગ્રથથી ઘણા સારા જ્ઞાનનો લાભ મળશે પ્રત્યેક જૈન વિદ્યાલયમા આ ગ્રથ પાઠ્ય પુસ્તક તરીકે રાખવા યોગ્ય છે આ ગ્રથથી જૈન દર્શન સબધી અધિકાશ જ્ઞાતવ્ય બાબતોનુ સહેલાઈથી જ્ઞાન થઈ જાય છે

શ્રીમાન્ સેઠિયાજીનો તત્ત્વજ્ઞાન સબધીનો પ્રેમ પ્રશસનીય છે. લક્ષ્મી દ્વારા સરસ્વતીની ઉપાસના કરવામાં સેઠિયાજી હમેશા તૈયાર રહેલ છે. આ ગ્રથ પ્રકાશિત કરવાનો સેઠિયાજીનો ઉદ્યમ અનુમોદનને પાત્ર છે

લુધિયાણા (પજાબ) — જૈન મુનિ ઉપાધ્યાય આત્મારામ

તા ૨૭-૬-૧૯૪૦ — (પંજાબી)

# પ્રસ્તાવના

જૈન ધર્મ, જૈન સિદ્ધાંત અને તત્ત્વજ્ઞાનનું [illegible] જ્ઞાન મળી જાય અને સહેલાઈથી સમજાઈ જાય એવી આ પુસ્તકની રચના છે, અને તેથી તે વાચકોમાં સારો આદર પામેલ છે

ધર્મનું કોઈ પણ વાચન કરતી વખતે પારિભાષિક શબ્દ આવે જ, અને તેના શબ્દના અર્થની ખબર ન હોય ત્યારે આ પુસ્તક શબ્દકોશ તરીકે પણ ગરજ સારે છે પારિભાષિક શબ્દને પુસ્તકની અનુક્રમણિકામાં જોઈ લઈ, તેની સામેના નંબરવાળો બોલ વાંચી જવાથી તે શબ્દનો અર્થ, ભાવાર્થ વગેરે તુરત સમજાઈ જાય છે

જૈનોના સર્વ ફિરકાને એકસરખું ઉપયોગી થતું આવું પુસ્તક તૈયાર કરવામાં શ્રીમાન ભૈરોદાનજી શેઠિયાએ જે મહેનત લીધી છે તે માટે તેઓ ધન્યવાદને પાત્ર છે અને તેમના આ પુસ્તક એટલે જૈન સિદ્ધાંત બોલસંગ્રહના બધા ભાગનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ કરવાની અમને પરવાનગી આપી છે તે માટે અમે તેઓશ્રીનો આભાર માનીએ છીએ

ગયે વર્ષે આ પુસ્તકનો પહેલો ભાગ બહાર પાડેલ હતો આ વર્ષે આ બીજો ભાગ બહાર પાડીએ છીએ આવતે વર્ષે ત્રીજો ભાગ બહાર પાડીશું એ રીતે ઉત્તરોત્તર બધા ૫ ભાગોના અનુવાદ પ્રગટ કરવામાં આવશે

જૈન સિદ્ધાંત સભા

# અનુક્રમણિકા

# આમુખ

શ્રી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભા. ૧ મૂળ હિંદીમાં એકથી પાંચ ની સંખ્યાના બોલ સુધી શ્રીમાન ભૈરોદાનજી સેઠિયા તરફથી પ્રકાશિત થયો છે. તે પુસ્તકનો એકથી ચાર ની સંખ્યા સુધીનો ગુજરાતી અનુવાદ હું કરી ચૂક્યો છું. તે બહાર પડી ચૂકેલ છે

બાકીના પાંચની સંખ્યાના બોલનો ગુજરાતી અનુવાદ કરી આ પુસ્તક તૈયાર કર્યું છે કોઈ કોઈ જગ્યાએ આવશ્યકતાનુસાર યોગ્ય સુધારાવધારા કરેલ છે.

અનુવાદ કરતાં કોઈ શંકાસ્પદ વિષયો સંબંધી શ્રીમાન સેઠિયાજી સાહેબ સાથે પત્રવ્યવહાર કરતાં તેમના તરફથી શીઘ્રતાપૂર્વક ઉત્તરો મળ્યા છે તે જ તેમની ધર્મ પ્રત્યેની અનન્ય શ્રદ્ધા અને લાગણી પ્રદર્શિત કરે છે.

વાચક બંધુઓને જૈન સિદ્ધાંત અને તત્ત્વોનું જ્ઞાન સંપાદન કરવામાં આ પુસ્તક સહાયભૂત નીવડશે તો હું મારો શ્રમ સફળ થયો માનીશ

લે. ભીખાલાલ ગિરધરલાલ

દિલ્હી. તા ૧-૧૦-૧૯૫૨

# અકારાદ્યનુક્રમણિકા

શ્રી

# જૈન સિદ્ધાંત

## બોલસંગ્રહ

ભાગ ૨ જો

પાંચની સંખ્યાના બોલ

નં. ૨૭૮થી ૪૨૭ સુધી

# મંગળાચરણ

शिखरिणी छंदः

यदीया वाग्गङ्गा विविधनय कल्लोलविमला
बृहज्ज्ञानाम्भोभिर्जगतिजनतां या स्नपयति।
इदानीमप्येषा बुधजनमरालैः परिचिता
महावीरस्वामी नयनपथगामी भवतु मे ॥

શિખરિણી છંદ

વહે વાણીગંગા વિવિધ નયથી પૂર્ણ વિમળા,
પ્રમાણે પ્રખ્યાતા સકળ જનને પાવનકરા;
ખરી શાંતિ પામ્યા વિબુધ જન જેના સ્મરણથી,
મહાવીર સ્વામી નિકટ પથનેતા સ્મરણથી.

વિવિધ નયરૂપી કલ્લોલ વડે, નિર્મળ અને વિદ્વાન જનરૂપી હંસો વડે પરિચિત થયેલી જેમની વાણીરૂપી ગંગા, તેની અંદરના સમ્યગ્ જ્ઞાનરૂપી પાણી વડે હમણાં પણ જગતના માનવીઓને નવરાવે છે એવા ભગવાન મહાવીર સ્વામી મારા માર્ગદર્શક થાઓ.

# પાંચની સંખ્યાના બોલ

(બોલ નં. ૨૭૮ થી ૪૨૭ સુધી)

## ૨૭૮-પંચ પરમેષ્ઠી

પરમ (ઉત્કૃષ્ટ) સ્વરૂપ અર્થાત્ આધ્યાત્મિક સ્વરૂપમાં સ્થિર આત્મા પરમેષ્ઠી કહેવાય છે. પરમેષ્ઠી પાંચ છે:—

૧. અરિહંત, ૨. સિદ્ધ, ૩. આચાર્ય, ૪. ઉપાધ્યાય, ૫. સાધુ.

**અરિહંત**—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયરૂપ ચાર સર્વઘાતી કર્મશત્રુઓનો નાશ કરનાર મહાપુરુષ અરિહંત કહેવાય છે.

ઘાતી કર્મશત્રુ પર વિજય પ્રાપ્ત કરનાર મહાપુરુષ વંદના, નમસ્કાર, પૂજા અને સત્કાર યોગ્ય હોય છે, તથા સિદ્ધ ગતિને યોગ્ય હોય છે; તેથી પણ તેઓ અરિહંત કહેવાય છે.

**સિદ્ધ**—આઠ કર્મ નષ્ટ થતાં કૃતકૃત્ય થયેલ, લોકાગ્રસ્થિત સિદ્ધ ગતિમાં બિરાજમાન મુક્તાત્મા સિદ્ધ કહેવાય છે.

**આચાર્ય**—પાંચ પ્રકારે આચાર સ્વયં પાલન કરનાર અને અન્ય સાધુઓ પાસે પાલન કરાવનાર ગચ્છના નાયક આચાર્ય કહેવાય છે.

**ઉપાધ્યાય**—શાસ્ત્રનો સ્વયં અભ્યાસ કરનાર અને અન્યને કરાવનાર મુનિરાજ ઉપાધ્યાય કહેવાય છે.

**સાધુ**—સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક ચારિત્ર દ્વારા મોક્ષની સાધના કરનાર મુનિરાજ સાધુ કહેવાય છે. આમાં સાધ્વીજીનો પણ સમાસ થાય છે.

—ભગવતી પ્રથમ શતક, મંગલાચરણ.

## ૨૭૯-પાંચ કલ્યાણક

તીર્થંકર ભગવાનના નિયમપૂર્વક પાંચ મહાકલ્યાણક હોય છે. તે દિવસો ત્રણે લોકમા આનન્દદાયી તથા જીવોના મોક્ષરૂપ કલ્યાણના સાધક છે પાચ કલ્યાણકના અવસર પર દેવેન્દ્ર આદિ ભક્તિભાવપૂર્વક કલ્યાણકારી ઉત્સવ મનાવે છે. પાંચ કલ્યાણક આ પ્રમાણે છેઃ—

૧. ગર્ભ કલ્યાણક (ચ્યવન કલ્યાણક),
૨. જન્મ કલ્યાણક, ૩. દીક્ષા (નિષ્ક્રમણ) કલ્યાણક,
૪. કેવળજ્ઞાન કલ્યાણક, ૫. નિર્વાણ કલ્યાણક

—પંચાશક

નોટ—ગર્ભ કલ્યાણકના અવસર પર દેવેન્દ્ર આદિના ઉત્સવનુ વર્ણન મળતુ નથી. ભગવાન શ્રી મહાવીર સ્વામીના ગર્ભાપહરણને પણ કોઈ-કોઈ આચાર્ય કલ્યાણક માને છે ગર્ભાપહરણ કલ્યાણકની અપેક્ષાએ ભગવાન શ્રી મહાવીર સ્વામીના ૭ કલ્યાણક કહેવાય છે.

## ૨૮૦-પાંચ અસ્તિકાય

અસ્તિ શબ્દનો અર્થ પ્રદેશ છે, અને કાયનો અર્થ છે રાશિ પ્રદેશોની રાશિવાળા દ્રવ્યોને અસ્તિકાય કહે છે અસ્તિકાય પાચ છે —

૧. ધર્માસ્તિકાય, ૨. અધર્માસ્તિકાય,
૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્‌ગલાસ્તિકાય

**૧. ધર્માસ્તિકાય**—ગતિપરિણામવાળા જીવ અને પુદ્‌ગલોની ગતિમા જે સહાયક બને છે તેને ધર્માસ્તિકાય કહે છે. જેમ પાણી માછલીની ગતિમા સહાયક બને છે

**૨. અધર્માસ્તિકાય**—સ્થિતિપરિણામવાળા જીવ અને પુદ્‌ગલોની સ્થિતિમા જે સહાયક થાય તેને અધર્માસ્તિકાય કહે છે જેમકે વિશ્રામ લેવાની ઇચ્છાવાળા થાકેલ પથિકને વિશ્રામ માટે વૃક્ષ સહાયક બને છે

**૩. આકાશાસ્તિકાય**—જે જીવાદિ દ્રવ્યોને રહેવા માટે અવકાશ આપે તે આકાશાસ્તિકાય છે

**૪. જીવાસ્તિકાય**—જેમા ઉપયોગ અને વીર્ય બન્ને હોય તે જીવાસ્તિકાય.

—ઉત્તરાધ્યયન સૂત્ર અ ૨૮, ગા ૧૧

**૫ પુદ્‌ગલાસ્તિકાય**—જેમા વર્ણ ગધ, રસ અને સ્પર્શ હોય, અને જે ઇન્દ્રિયોથી ગ્રાહ્ય હોય અને વિનાશ ધર્મવાળા હોય તે પુદ્‌ગલાસ્તિકાય

—ઠાણાગ ૫ સૂત્ર

## ૨૮૧-અસ્તિકાયના પાંચપાંચ ભેદ

પ્રત્યેક અસ્તિકાયના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ગુણની અપેક્ષાએ પાંચપાંચ ભેદ છે.

**ધર્માસ્તિકાયના પાંચ પ્રકારઃ-**

૧. દ્રવ્યની અપેક્ષાએ ધર્માસ્તિકાય એક દ્રવ્ય છે.

૨. ક્ષેત્રની અપેક્ષાએ ધર્માસ્તિકાય લોકપરિમાણ અર્થાત્ સર્વલોકવ્યાપી છે એટલે કે લોકાકાશની માફક અસંખ્યાત પ્રદેશી છે.

૩. કાળની અપેક્ષાએ ધર્માસ્તિકાય ત્રિકાળ સ્થાયી છે. એ ભૂતકાળમાં હતુ, વર્તમાનમાં છે, ભવિષ્યમાં હશે. તે ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અક્ષય છે, અવ્યય અને અવસ્થિત છે.

૪. ભાવની અપેક્ષાએ ધર્માસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે. અરૂપી છે અને ચેતના રહિત અર્થાત્ જડ છે.

૫. ગુણની અપેક્ષાએ ગતિગુણવાળું છે, અર્થાત્ ગતિપરિણામવાળા જીવ અને પુદ્ગલોની ગતિમા સહકારી થવું તે તેનો ગુણ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૪૧.

**અધર્માસ્તિકાયના પાંચ પ્રકારઃ-**

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ અધર્માસ્તિકાય ધર્માસ્તિકાય પ્રમાણે જાણવું.

ગુણની અપેક્ષાએ અધર્માસ્તિકાય સ્થિતિગુણવાળું છે.

આકાશાસ્તિકાયના પાંચ પ્રકાર:-

દ્રવ્ય, કાળ અને ભાવની અપેક્ષાએ ધર્માસ્તિકાય પ્રમાણે જાણવું.

ક્ષેત્રની અપેક્ષાએ આકાશાસ્તિકાય લોક અને અલોકમાં વ્યાપેલું છે, અને અનંત પ્રદેશી છે. લોકાકાશ ધર્માસ્તિકાય માફક અસંખ્યાત પ્રદેશી છે.

ગુણની અપેક્ષાએ આકાશાસ્તિકાય અવગાહના ગુણવાળું છે, અર્થાત્ જીવ અને પુદ્ગલને અવકાશ આપવો તે તેનો ગુણ છે.

જીવાસ્તિકાયના પાંચ પ્રકાર:-

દ્રવ્યની અપેક્ષાએ જીવાસ્તિકાય અનંત દ્રવ્યરૂપ છે, કારણ પૃથક્ પૃથક્ દ્રવ્યરૂપ જીવ અનંત છે.

ક્ષેત્રની અપેક્ષાએ જીવાસ્તિકાય લોકપરિમાણ છે. એક જીવની અપેક્ષાએ જીવ અસંખ્યાત પ્રદેશી છે અને સર્વે જીવોના અનંત પ્રદેશો છે.

કાળની અપેક્ષાએ જીવાસ્તિકાય આદિ અંત રહિત છે, અર્થાત્ ધ્રુવ, શાશ્વત અને નિત્ય છે.

ભાવની અપેક્ષાએ જીવાસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે. અરૂપી અને ચેતનગુણ સહિત છે.

ગુણની અપેક્ષાએ જીવાસ્તિકાયનો "ઉપયોગ" ગુણ છે.

પુદ્ગલાસ્તિકાયના પાંચ પ્રકાર:-

દ્રવ્યની અપેક્ષાએ પુદ્ગલાસ્તિકાય અનંત દ્રવ્યરૂપ છે.

## ૨૮૧-અસ્તિકાયના પાંચપાંચ ભેદ

પ્રત્યેક અસ્તિકાયના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ગુણની અપેક્ષાએ પાંચપાંચ ભેદ છે.

**ધર્માસ્તિકાયના પાંચ પ્રકારઃ-**

૧. **દ્રવ્યની** અપેક્ષાએ ધર્માસ્તિકાય એક દ્રવ્ય છે.

૨. **ક્ષેત્રની** અપેક્ષાએ ધર્માસ્તિકાય લોકપરિમાણ અર્થાત્ સર્વલોકવ્યાપી છે. એટલે કે લોકાકાશની માફક અસંખ્યાત પ્રદેશી છે.

૩. કાળની અપેક્ષાએ ધર્માસ્તિકાય ત્રિકાળ સ્થાયી છે. એ ભૂતકાળમા હતુ, વર્તમાનમા છે, ભવિષ્યમાં હશે. તે ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે, અક્ષય છે, અવ્યય અને અવસ્થિત છે.

૪. **ભાવની** અપેક્ષાએ ધર્માસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે. અરૂપી છે અને ચેતના રહિત અર્થાત્ જડ છે.

૫. ગુણની અપેક્ષાએ ગતિગુણવાળું છે, અર્થાત્ ગતિપરિણામવાળા જીવ અને પુદ્ગલોની ગતિમાં સહકારી થવું તે તેનો ગુણ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૪૧.

**અધર્માસ્તિકાયના પાંચ પ્રકારઃ-**

**દ્રવ્ય, ક્ષેત્ર,** કાળ અને **ભાવની** અપેક્ષાએ અધર્માસ્તિકાય ધર્માસ્તિકાય પ્રમાણે જાણવું.

ગુણની અપેક્ષાએ અધર્માસ્તિકાય સ્થિતિગુણવાળું છે.

**આકાશાસ્તિકાયના પાંચ પ્રકાર:-**

દ્રવ્ય, કાળ અને ભાવની અપેક્ષાએ ધર્માસ્તિકાય પ્રમાણે જાણવું.

ક્ષેત્રની અપેક્ષાએ આકાશાસ્તિકાય લોક અને અલોકમા વ્યાપેલું છે, અને અનંત પ્રદેશી છે. લોકાકાશ ધર્માસ્તિકાય માફક અસંખ્યાત પ્રદેશી છે.

ગુણની અપેક્ષાએ આકાશાસ્તિકાય અવગાહના ગુણવાળુ છે, અર્થાત્ જીવ અને પુદ્‌ગલને અવકાશ આપવો તે તેનો ગુણ છે.

**જીવાસ્તિકાયના પાંચ પ્રકાર:-**

દ્રવ્યની અપેક્ષાએ જીવાસ્તિકાય અનંત દ્રવ્યરૂપ છે, કારણ પૃથક્ પૃથક્ દ્રવ્યરૂપ જીવ અનંત છે.

ક્ષેત્રની અપેક્ષાએ જીવાસ્તિકાય લોકપરિમાણ છે એક જીવની અપેક્ષાએ જીવ અસંખ્યાત પ્રદેશી છે અને સર્વે જીવોના અનંત પ્રદેશી છે.

કાળની અપેક્ષાએ જીવાસ્તિકાય આદિ અંત રહિત છે, અર્થાત્ ધ્રુવ, શાશ્વત અને નિત્ય છે.

ભાવની અપેક્ષાએ જીવાસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહિત છે. અરૂપી અને ચેતનગુણ સહિત છે.

ગુણની અપેક્ષાએ જીવાસ્તિકાયનો "ઉપયોગ" ગુણ છે.

**પુદ્‌ગલાસ્તિકાયના પાંચ પ્રકાર:-**

દ્રવ્યની અપેક્ષાએ પુદ્‌ગલાસ્તિકાય અનંત દ્રવ્યરૂપ છે.

ક્ષેત્રની અપેક્ષાએ પુદ્ગલાસ્તિકાય લોકપરિમાણ છે, અને અનંત પ્રદેશી છે.

કાળની અપેક્ષાએ પુદ્ગલાસ્તિકાય આદિ-અંત રહિત, અર્થાત્ ધ્રુવ, શાશ્વત અને નિત્ય છે.

ભાવની અપેક્ષાએ પુદ્ગલાસ્તિકાય વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ સહિત છે, રૂપી છે અને જડ છે.

ગુણની અપેક્ષાએ પુદ્ગલાસ્તિકાયનો ગ્રહણ-ગુણ છે, અર્થાત્ ઔદારિક શરીર આદિ રૂપથી ગ્રહણ થવું, અથવા ઇન્દ્રિયોથી ગ્રહણ થવુ, અર્થાત્ ઇન્દ્રિયોનો વિષય બનવું અથવા પરસ્પર એકબીજાથી મળી જવુ એ પુદ્ગલાસ્તિકાયનો ગુણ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૪૧.

## ૨૮૨-ગતિ પાંચ

૧. નરક ગતિ, ૨. તિર્યંચ ગતિ, ૩. મનુષ્ય ગતિ,
૪. દેવ ગતિ, ૫. સિદ્ધ ગતિ.

**નોંધ**–ગતિનામ કર્મના ઉદયથી પહેલી ચાર ગતિઓ હોય છે. સિદ્ધ ગતિ, ગતિનામ કર્મના ઉદયથી હોતી નથી, કારણ સિદ્ધોમાં કર્મોનો સર્વથા અભાવ છે. અહીં ગતિ શબ્દનો અર્થ જ્યાં જીવ જાય છે તે ક્ષેત્રવિશેષથી છે. ચાર ગતિની વ્યાખ્યા બોલ નં. ૧· આપી દીધી છે.

## ૨૮૩-મોક્ષ-પ્રાપ્તિનાં પાંચ કારણ

૧. કાળ, ૨. સ્વભાવ, ૩ નિયતિ (ભવિતવ્યતા અથવા હોનહાર), ૪. પૂર્વકૃત કર્મક્ષય, ૫. પુરુષકાર (ઉદ્યમ).

આ પાંચ કારણોના સમુદાયથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. આમાંનું એક કારણ પણ ન હોવાથી મોક્ષની પ્રાપ્તિનો સંભવ નથી.

વિના કાળલબ્ધિ મોક્ષરૂપ કાર્યની સિદ્ધિ થતી નથી. ભવ્ય જીવ કાળ (સમય) પકવ થયે જ મોક્ષ પ્રાપ્ત કરે છે. તેથી મોક્ષ-પ્રાપ્તિમાં કાળની આવશ્યકતા છે.

હવે જો કાળને જ એકલું કારણ માનવામાં આવે તો અભવ્ય પણ મુક્ત થાય પરંતુ અભવ્યમાં મોક્ષ પ્રાપ્તિનો સ્વભાવ નથી, તેથી તેઓ મોક્ષ મેળવી શકતા નથી ભવ્યોનો મોક્ષ પ્રાપ્તિનો સ્વભાવ હોવાથી જ તે મોક્ષ મેળવે છે.

જો કાળ અને સ્વભાવ એ બન્ને જ મોક્ષનાં કારણ માનવામાં આવે તો બધા ભવ્ય જીવો એકીસાથે મોક્ષ પ્રાપ્ત કરી લે. પરંતુ નિયતિ અર્થાત્ ભવિતવ્યતા(હોનહાર)નો યોગ ન હોવાથી સર્વે ભવ્યો એક જ વખતે મુક્ત થઈ શકતા નથી જેને કાળ અને સ્વભાવની સાથે નિયતિનો યોગ પ્રાપ્ત થાય છે તે જ મુક્ત બને છે.

કાળ, સ્વભાવ અને નિયતિ એ ત્રણેને જ મોક્ષ-પ્રાપ્તિનાં કારણ માની લઈએ તો શ્રેણિક રાજા મોક્ષ પ્રાપ્ત કરી લેત, પરંતુ તેમણે મોક્ષને અનુકૂળ ઉદ્યમ કરી પૂર્વકૃત કર્મોનો ક્ષય કર્યો ન હતો, તેથી તેઓ ઉક્ત ત્રણ કારણોનો યોગ મળવા છતાં મુક્ત ન થઈ શક્યા. તેથી પુરુષાર્થ અને પૂર્વકર્મોનો ક્ષય-એ બંને પણ મોક્ષપ્રાપ્તિનાં કારણ માનવામાં આવ્યા છે.

કાળ, સ્વભાવ, નિયતિ અને પુરુષાર્થથી જ મોક્ષ પ્રાપ્ત થાય તો શાલિભદ્ર મુક્ત થતે; પરંતુ પૂર્વકૃત શુભ કર્મ અવશિષ્ટ રહેવાથી તેઓ મુક્ત ન બની શકયા. તેથી પૂર્વકૃત કર્મક્ષય પણ મોક્ષ-પ્રાપ્તિમાં પાંચમું કારણ છે.

મરુદેવી માતા વિના પુરુષાર્થ કર્યે મુક્ત થયાં એવું નથી. તેઓ પણ ક્ષપક શ્રેણી પર આરૂઢ થઈ શુક્લ ધ્યાનરૂપ અંતરંગ પુરુષાર્થ કરીને જ મુક્ત થયાં છે.

આ પ્રમાણે ઉક્ત પાંચ કારણોના સમવાયથી જ મોક્ષ પ્રાપ્ત થાય છે.

—આગમસાર, ભાવના શતક.

## ૨૮૪-પાંચ નિર્યાણ માર્ગ

મરણ વખતે જીવને શરીરમાંથી નીકળવાનો માર્ગ નિર્યાણ માર્ગ કહેવાય છે, તે પાંચ છે:—

૧. બન્ને પગ, ૨. બન્ને જાંઘ,
૩. છાતી, ૪. મસ્તક અને ૫. સર્વ અંગ.

જો જીવ બન્ને પગેથી નીકળે છે તો તે નરકગામી હોય છે. બન્ને જાંઘથી નીકળનાર જીવ તિર્યંચ ગતિમાં જાય છે. છાતીથી નીકળતો જીવ મનુષ્ય ગતિમાં જાય છે, મસ્તકથી નીકળતો જીવ દેવ ગતિમાં પેદા થાય છે, અને જે જીવ સર્વે અંગોથી નીકળે છે, તે સિદ્ધ ગતિમાં જાય છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૬૧.

## ૨૮૫-જાતિની વ્યાખ્યા અને ભેદ

અનેક વ્યક્તિઓમા એકતાની પ્રતીતિ કરાવનાર સમાન ધર્મને જાતિ કહે છે જેમકે ગોત્વ અર્થે ભિન્નભિન્ન વર્ણની ગાયોમાં એકતાનો બોધ કરે છે આ પ્રમાણે એકેન્દ્રિય (સ્પર્શ ઇન્દ્રિય), દ્વીન્દ્રિય(સ્પર્શ અને રસ)વાળા જીવોમા એકતાનુ જ્ઞાન કરાવે છે. આથી એકેન્દ્રિય, દ્વીન્દ્રિય આદિ જીવના ભેદ પણ જાતિ કહેવાય છે.

જે કર્મના ઉદયથી જીવ એકેન્દ્રિય, દ્વીન્દ્રિય આદિ કહેવાય છે તે નામકર્મને જાતિ કહે છે. તેના પાચ ભેદ.—

૧ એકેન્દ્રિય, ૨. દ્વીન્દ્રિય, ૩. ત્રીન્દ્રિય,
૪. ચતુરિન્દ્રિય, ૫. પચેન્દ્રિય.

**એકેન્દ્રિય**—જે જીવોને સ્પર્શની એક જ ઇન્દ્રિય હોય તે એકેન્દ્રિય કહેવાય છે, જેમકે પૃથ્વી, પાણી વગેરે.

**દ્વીન્દ્રિય**—જે જીવોને સ્પર્શ અને રસ (કાયા અને જીભ) એ બે ઇન્દ્રિયો હોય તે દ્વીન્દ્રિય કહેવાય છે, જેમકે જળો, પોરા, અળસિયા, છીપ, લટ, શંખ, વાનગ, મામણમુંડા, કીડા, ઇયળ વગેરે

**ત્રીન્દ્રિય**—જે જીવોને સ્પર્શ, રસ અને નાસિકા હોય તે ત્રીન્દ્રિય કહેવાય, જેવા કે જૂ, લીખ, ચાચડ, માકડ, કીડી, મકોડા, કથવા, માટલા, ધનેડા, જૂવા, ગીંગોડા વગેરે

**ચતુરિન્દ્રિય**—જે જીવોને સ્પર્શ, રસ, નાસિકા અને ચક્ષુ એ ચાર ઇન્દ્રિયો હોય તે ચતુરિન્દ્રિય કહેવાય; જેવા કે માખી, મચ્છર, ભમરા, તીડ, પતગ, કરોળીઆ, કસારી, વીંછી, બગા, કૂદા ઇત્યાદિ

**પંચેન્દ્રિય**—જે જીવોને સ્પર્શ, રસ, નાસિકા, ચક્ષુ અને કાન એ પાંચે ય ઇન્દ્રિયો હોય તે પચેન્દ્રિય કહેવાય; જેવાં કે મચ્છ, મગર, ગાય, ભેંસ, સર્પ, પક્ષી, મનુષ્ય ઇત્યાદિ.

એકેન્દ્રિય જીવની ઉત્કૃષ્ટ અવગાહના એક હજાર યોજન ઝાઝેરી. દ્વીન્દ્રિયની ઉત્કૃષ્ટ અવગાહના બાર યોજન. ત્રીન્દ્રિયની ઉત્કૃષ્ટ અવગાહના ત્રણ કોસ. ચતુરિન્દ્રિયની ઉત્કૃષ્ટ અવગાહના ચાર કોસ. પંચેન્દ્રિયની ઉત્કૃષ્ટ અવગાહના એક હજાર યોજન છે.

—પન્નવણા પદ ૨૩, ઉદ્દેશો ૨.
—પ્રવચન સારોદ્ધાર ભાગ ૨, ગાથા ૧૦૯૯ થી ૧૧૦૪.

## ૨૮૯-સમકિતના પાંચ ભેદ

૧ ઉપશમ સમકિત, ૧. સાસ્વાદાન સમકિત,
૩. ક્ષયોપશમ સમકિત, ૪. વેદક સમકિત,
૫. ક્ષાયિક સમકિત

**ઉપશમ સમકિત**—અનંતાનુબંધી ચાર કષાય અને દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિ-આ સાત પ્રકૃતિના ઉપશમથી પ્રકટ થતા તત્ત્વરુચિરૂપ આત્મ પરિણામ ઉપશમ સમકિત કહેવાય છે. તેની સ્થિતિ અંતર્મુહૂર્ત છે. તેનું અંતર પડે તો જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ દેશે ઊણું અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ. આ સમકિત જીવને એક ભવમાં જઘન્ય એક વાર, ઉત્કૃષ્ટ બે વાર તથા અનેક ભવોમાં જઘન્ય એક વાર તથા ઉત્કૃષ્ટ પાચ વાર પ્રાપ્ત થઈ શકે છે.

**સાસ્વાદાન સમકિત**—ઉપશમ સમકિતથી પડી મિથ્યાત્વ તરફ આવતાં જીવને મિથ્યાત્વમાં પહોચ્યા પહેલા જે પરિણામ રહે

છે તે સાસ્વાદાન સમકિત છે. તેની સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ ૭ આવલિકાની છે. સાસ્વાદાન સમકિતમા અનંતાનુબંધી કષાયોને ઉદય રહેવાથી જીવના પરિણામ નિર્મળ રહેતા નથી. તેમા તત્ત્વોમા અરુચિ અવ્યક્ત (અપ્રકટ) રહે છે અને મિથ્યાત્વમાં વ્યક્ત (પ્રકટ). આ જ બન્નેમાં અંતર છે સાસ્વાદાન સમકિતનું અંતર પડે તો જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ જાણવો. આ સમકિત પણ એક ભવમા જઘન્ય એક વાર, ઉત્કૃષ્ટ બે વાર અને અનેક ભવોમા જઘન્ય એક વાર અને ઉત્કૃષ્ટ પાંચ વાર પ્રાપ્ત થઈ શકે છે.

**ક્ષયોપશમિક સમકિત**—અનતાનુબધી કષાય તથા ઉદય પ્રાપ્ત મિથ્યાત્વનો ક્ષય કરી અનુદિત મિથ્યાત્વનો ઉપશમ કરતા અથવા તેને સમ્યક્ત્વ રૂપમા પરિણત કરતા તથા સમ્યક્ત્વ મોહનીયને વેદતાં જીવના પરિણામ વિશેષને ક્ષયોપશમિક સમકિત કહે છે. ક્ષયોપશમિક સમકિતની સ્થિતિ જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ ૬૬ સાગરોપમથી થોડી અધિક છે. તેનું અંતર પડે તો જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટ દેશે ઊણુ અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ જાણવો. આ સમકિત એક ભવમાં જઘન્ય એક વાર, ઉત્કૃષ્ટ પ્રત્યેક હજાર વાર અને અનેક ભવ આશ્રી જઘન્ય બે વાર, ઉત્કૃષ્ટ અસંખ્યાત વાર આવે છે.

**વેદક સમકિત**—ક્ષાયોપશમિક સમકિતવાળો જીવ સમ્યક્ત્વ મોહનીયના પુંજનો અધિકાશ ક્ષય કરી જ્યારે સમ્યક્ત્વ મોહનીયના છેલ્લા પુદ્ગલોને વેદે છે તે સમય થતા આત્મ પરિણામને વેદક સમકિત કહે છે. બીજા શબ્દોમા કહીએ તો ક્ષાયક સમકિત થવાના ઠીક અવ્યવહિત પહેલા ક્ષણમાં થતા ક્ષાયોપશમિક સમકિતધારી જીવના પરિણામને વેદક સમકિત કહે છે. વેદક સમકિતની સ્થિતિ

જધન્ય અને ઉત્કૃષ્ટ એક સમયની જ છે. એક સમય બાદ વેદક સમકિત ક્ષાયક સમકિતમાં પરિણત થાય છે. તેનું અંતર પડતું નથી, કારણ વેદક સમકિત પછી નિશ્ચયપૂર્વક ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય છે. વેદક સમકિત જીવને એક વખત જ આવે છે.

**ક્ષાયિક સમકિત**—અનતાનુબંધી ચાર કપાય અને દર્શન મોહનીયની ત્રણ એમ સાત પ્રકૃતિના ક્ષયથી આત્માના તત્ત્વરુચિરૂપ પરિણામ ક્ષાયિક સમકિત કહેવાય છે. ક્ષાયિક સમકિત સાદિ અનંત છે. તેનુ અંતર પડતું નથી. આ સમકિત જીવને એક જ વાર આવે છે અને આવ્યા બાદ સદા રહે છે.

—કર્મગ્રન્થ ભાગ ૧, ગાથા ૧૫.

## ૨૮૭-સમકિતનાં પાંચ લક્ષણ

૧. સમ, ૨. સંવેગ, ૩. નિર્વેદ,
૪. અનુકંપા, ૫. આસ્તા.

**સમ**—અનંતાનુબંધીનો ઉદય ન હોવો તે સમ કહેવાય છે. કપાયના અભાવથી થતો શાન્તિભાવ પણ સમ કહેવાય છે.

**સંવેગ**—મનુષ્ય અને દેવતાના સુખોનો પરિહાર (વિષયોથી નિવૃત્તિ) કરી મોક્ષનાં સુખોની ઇચ્છા કરવી તે સંવેગ છે, અથવા વિરતિ પરિણામના કારણરૂપ મોક્ષની અભિલાષાના અધ્યવસાય સવેગ છે.

**નિર્વેદ**—સંસારથી ઉદાસીનતારૂપ વૈરાગ્યભાવ હોવો તે નિર્વેદ છે.

**અનુકંપા**—નિષ્પક્ષપાત બની દુઃખી જીવોનાં દુઃખો ટાળવાની ઇચ્છા અનુકંપા છે. અનુકંપા દ્રવ્ય અને ભાવથી હોય છે.

શક્તિ હોવાથી દુ:ખી જીવોનાં દુ:ખ દૂર કરવાં તે દ્રવ્ય અનુકંપા છે. દુ:ખી જીવોનાં દુ:ખ જોઈ દયાથી હૃદય દ્રવે તે ભાવ અનુકંપા.

**આસ્તા**—જિનેન્દ્ર ભગવાનના બતાવેલા અતીન્દ્રિય ધર્માસ્તિકાય, આત્મા, પરલોક આદિ પર શ્રદ્ધા કરવી તે આસ્તા.

ધર્મસંગ્રહ અધિકાર ૧

## ૨૮૮-સમકિતનાં પાંચ ભૂષણ

૧. જિન શાસનમા નિપુણ હોવું.

૨. જિન શાસનની પ્રભાવના કરવી, અર્થાત્ જિન શાસનના ગુણોને દીપાવવા. જિન શાસનની મહત્તા વધે એવું કામ કરવું.

૩. ચાર તીર્થની સેવા કરવી.

૪. શિથિલ પુરુષોને ઉપદેશાદિ દ્વારા ધર્મમાં સ્થિર કરવા.

૫. અરિહન્ત, સાધુ તથા ગુણવાન પુરુષોનો આદર, સત્કાર કરવો અને તેમની વિનય ભક્તિ કરવી.

—ધર્મસંગ્રહ પ્રથમ અધિકાર

## ૨૮૯-સમકિતના પાંચ અતિચાર

૧. શંકા, ૨. કાંક્ષા, ૩. વિચિકિત્સા,
૪. પર પાખંડી પ્રશંસા, ૫. પર પાખંડી સંસ્તવ.

**શંકા**—બુદ્ધિની મંદતાથી અરિહંત ભગવાનના નિરૂપિત ધર્માસ્તિકાય આદિ ગહન પદાર્થોની સમ્યક્ ધારણા ન હોવાથી તેમાં શંકા લાવવી.

કાંક્ષા—અન્ય દર્શનોની ઇચ્છા કરવી.

**વિચિકિત્સા**—યુક્તિ તથા આગમસંગત ક્રિયાવિષયમાં ફળ માટે સંદેહ કરવો તે વિચિકિત્સા છે; જેમકે તપ આદિ ક્રિયાનું ફળ ભવિષ્યમાં મળશે કે કેમ?

શંકા તત્ત્વના વિષયમાં થાય છે ત્યારે વિચિકિત્સા ક્રિયાના ફળના વિષયમાં થાય છે એટલો તે બન્નેમાં ફરક છે.

**પર પાખંડી પ્રશંસા**—સર્વજ્ઞ પ્રણીત મત સિવાય અન્ય મતની પ્રશંસા કરવી.

**પર પાખંડી સંસ્તવ**—સર્વજ્ઞ પ્રણીત મત સિવાય અન્ય મતવાળા સાથે સંવાસ, ભોજન, આલાપ, સંલાપ આદિ રૂપથી પરિચય કરવો તે.

—ઉપાસક દશાંગ સૂત્ર, અ. ૧
—હરિભદ્રીય આવશ્યક

## ૨૯૦-દુર્લભ બોધિનાં પાંચ કારણ

પાંચ સ્થાનોથી જીવ દુર્લભ બોધિયોગ્ય મોહનીય કર્મ બાંધે છે.

૧. અરિહંત ભગવાનના અવર્ણવાદ બોલવાથી.

૨. અરિહંત ભગવાન દ્વારા પ્રરૂપિત શ્રુત ચારિત્રરૂપ ધર્મના અવર્ણવાદ બોલવાથી.

૩. આચાર્ય-ઉપાધ્યાયના અવર્ણવાદ બોલવાથી.

૪. ચતુર્વિધ શ્રી સંઘના અવર્ણવાદ બોલવાથી.

૫. ભવાન્તરમા ઉત્કૃષ્ટ તપ અને બ્રહ્મચર્યનું અનુષ્ઠાન કરેલ દેવોના અવર્ણવાદ બોલવાથી.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૨૬

## ૨૯૧-સુલભ બોધીના પાંચ બોલ

૧. અરિહંત ભગવાનના ગુણગ્રામ કરવાથી,

૨. અરિહંત ભગવાનના પ્રરૂપિત શ્રુત ચારિત્ર ધર્મના ગુણાનુવાદ કરવાથી,

૩. આચાર્ય ઉપાધ્યાયના ગુણાનુવાદ કરવાથી,

૪. ચતુર્વિધ શ્રી સંઘની શ્લાઘા અર્થાત્ વર્ણવાદ કરવાથી,

૫ ભવાન્તરમા ઉત્કૃષ્ટ તપ અને બ્રહ્મચર્યનું સેવન કરેલ દેવોના વર્ણવાદ, શ્લાઘા કરવાથી,

જીવ સુલભ બોધિને અનુરૂપ કર્મ બાંધે છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૨૬.

## ૨૯૨-મિથ્યાત્વ પાંચ

મિથ્યાત્વ મોહનીયના ઉદયથી વિપરીત શ્રદ્ધાન રૂપ જીવના પરિણામને મિથ્યાત્વ કહે છે, તે પાંચ છે:—

૧. આભિગ્રહિક મિથ્યાત્વ, ૨. અનાભિગ્રહિક મિથ્યાત્વ,

૩. આભિનિવેશિક મિથ્યાત્વ, ૪. સાંશયિક મિથ્યાત્વ,

૫ અનાભોગિક મિથ્યાત્વ.

**આભિગ્રહિક મિથ્યાત્વ**—તત્ત્વની પરીક્ષા કર્યા વિના જ પક્ષપાતપૂર્વક એક સિદ્ધાંતનો આગ્રહ કરવો અને અન્ય પક્ષનું ખંડન કરવું તે આભિગ્રહિક મિથ્યાત્વ.

**અનાભિગ્રહિક મિથ્યાત્વ**—ગુણ-દોષની પરીક્ષા કર્યા વિના બધા પક્ષો બરાબર સમજવા તે અનાભિગ્રહિક મિથ્યાત્વ.

**આભિનિવેશિક મિથ્યાત્વ**—પોતાનો પક્ષ અસત્ય જાણવા છતાં તેની સ્થાપના માટે દુરભિનિવેશ (દુરાગ્રહ) કરવો તે આભિનિ-વેશિક મિથ્યાત્વ.

**સાંશયિક મિથ્યાત્વ**—ગુરુ અને ધર્મના વિષયમાં શંકાશીલ બની રહેવું કે તે તે સ્વરૂપે હશે કે નહિ, તે સાંશયિક મિથ્યાત્વ.

**અનાભોગિક મિથ્યાત્વ**—વિચારશૂન્ય એકેન્દ્રિયાદિ તથા વિશેષ જ્ઞાનવિકળ જીવોને જે મિથ્યાત્વ હોય છે તે અનાભોગિક મિથ્યાત્વ.

—ધર્મસંગ્રહ અધિકાર-૨
—કર્મગ્રન્થ ભાગ-૪

## ૨૯૩-પાંચ આશ્રવ

જેથી આત્મામાં આઠ પ્રકારનાં કર્મોનો પ્રવેશ થાય છે તે આશ્રવ, અથવા જીવરૂપી તળાવમાં કર્મરૂપી પાણીનું જે રસ્તેથી આવવું તે આશ્રવ, અથવા જેવી રીતે જળમાં રહેલી નૌકામાં છિદ્રો દ્વારા જળનો પ્રવેશ થાય છે તે પ્રમાણે જીવોની પાંચ ઇન્દ્રિય વિષય, કષાય આદિ રૂપ છિદ્રો દ્વારા આત્મામાં કર્મરૂપ પાણીનો પ્રવેશ થાય છે, તે આશ્રવ પાંચ છે:-

૧. મિથ્યાત્વ, ૨. અવિરતિ, ૩ પ્રમાદ,
૪. કષાય, ૫. યોગ.

નોંધ· વ્યવહારમા શુભ યોગને સવર જ માનેલ છે.

૧. મિથ્યાત્વ—મોહવશ તત્ત્વાર્થમા શ્રદ્ધા ન હોવી અથવા વિપરીત શ્રદ્ધા હોવી તે મિથ્યાત્વ છે.

૨. અવિરતિ—પ્રાણાતિપાત આદિ પાપથી નિવૃત્ત ન થવુ તે અવિરતિ છે.

૩. પ્રમાદ—શુભ ઉપયોગના અભાવને અથવા શુભ કાર્યમા યત્ન, ઉદ્યમ ન કરવો તેને પ્રમાદ કહે છે, અથવા જીવ સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને સમ્યક્ ચારિત્રરૂપ મોક્ષમાર્ગ પ્રતિ ઉદ્યમ કરવામા શિથિલતા કરે તે પ્રમાદ છે.

૪. કષાય—જે શુદ્ધ સ્વરૂપવાળા આત્માને કલુષિત કરે છે અર્થાત્ કર્મમળથી મલિન કરે છે તે કષાય છે; અથવા કષ અર્થાત્ સસારની પ્રાપ્તિ અથવા વૃદ્ધિ જેનાથી થાય તે કષાય; અથવા કષાય મોહનીય કર્મના ઉદયથી આત્માના ક્રોધ, માન, માયા અને લોભરૂપ પરિણામને કષાય કહે છે

૫. યોગ—મન, વચન, કાયાની શુભાશુભ પ્રવૃત્તિને યોગ કહે છે.

પાચ ઇન્દ્રિઓને વશ ન કરતાં શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ વિષયોમાં તેને સ્વતત્ર રાખવાથી પણ પાચ આશ્રવ બને છે.

પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ એ પણ પાંચ આશ્રવ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૧૮.
—સમવાયાંગ સૂત્ર

## ૨૯૪-દંડ પાંચ

જેથી પોતાનો આત્મા વા અન્ય પ્રાણી દંડાય અર્થાત્ તેની હિંસા થાય તેવી રીતે મન, વચન, કાયાની કલુષિત પ્રવૃત્તિને દંડ કહે છે. દંડ પાંચ છે:—

૧. અર્થ દંડ, ૨. અનર્થ દંડ, ૩. હિંસા દંડ,
૪. અકસ્માત દંડ, ૫. દૃષ્ટિ-વિપર્યાસ દંડ.

**૧. અર્થ દંડ**—સ્વ, પર વા ઉભયના પ્રયોજન માટે ત્રસ સ્થાવર જીવોની હિંસા કરવી વા દુઃખ દેવું તે અર્થ દંડ છે.

**૨. અનર્થ દંડ**—વિના પ્રયોજન ત્રસ સ્થાવર જીવોની હિંસા કરવી વા દુઃખ દેવું તે અનર્થ દંડ છે.

**૩. હિંસા દંડ**—હિંસક પ્રાણી જેવાં કે સર્પ, સિંહ, વાઘ આદિ ભૂતકાળમાં હિંસા કરતાં આવ્યાં છે, વર્તમાનમાં કરે છે, અને ભવિષ્યમાં કરશે, એમ ધારી તેમનો વધ કરવો કે પોતાના દુશ્મનનો વધ કરવો તે હિંસા દંડ છે.

**૪. અકસ્માત દંડ**—એક પ્રાણીનો વધ કરતાં અકસ્માતથી પ્રહાર બીજા ઉપર થઈ જાય તે અકસ્માત દંડ છે.

૫. દષ્ટિ-વિપર્યાસ દંડ—મિત્રોને દુશ્મન સમજી તેમનો વધ કરવો તે દષ્ટિ વિપર્યાસ દંડ છે.

—ઠાણાંગ ૫ સૂત્ર ૪૧૮

## ૨૯૫-પ્રમાદ પાંચ

૧ મદ્ય, ૨ વિષય, ૩ કષાય, ૪. નિદ્રા, ૫ વિકથા

मज्जं विसय कसाया, निद्दा विगहा य पञ्चमी भणिया।
ए ए पञ्च पमाया, जीव पाडेन्ति संसारे ॥१॥

ભાવાર્થ-મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા, એ પાંચ પ્રમાદ જીવને સંસારમાં પાડે છે.

૧. મદ્ય—શરાબ આદિ નશાવાળા પદાર્થોનું સેવન કરવું તે મદ્ય-પ્રમાદ છે તેથી શુભ પરિણામ નષ્ટ થાય છે અને અશુભ પરિણામ આવે છે શરાબમાં જીવોની ઉત્પત્તિ થવાથી જીવ હિંસાનું મહાપાપ પણ લાગે છે લજ્જા, લક્ષ્મી, બુદ્ધિ, વિવેક આદિનો નાશ અને જીવહિંસા આદિ મદ્યપાનના દોષો પ્રત્યક્ષ દેખાય છે, અને પરલોકમાં તે દુર્ગતિમાં નઈ જાય છે

—હરિભદ્રીયાષ્ટક ટીકા

૨. વિષય-પ્રમાદ—પાંચ ઇન્દ્રિયોના વિષય-શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ-જનિત પ્રમાદ તે વિષય પ્રમાદ છે

શબ્દ, રૂપ આદિમાં આસક્ત પ્રાણી વિષાદી બને છે, તેથી શબ્દાદિને વિષય કહેલ છે. અથવા—

શબ્દ, રૂપ આદિ ભોગવતી વખતે મધુર લાગે છે અને પરિણામમાં અતિ કડવાં હોય છે તેથી તેમને વિષની ઉપમા દેવાય છે, તેથી તે વિષય કહેવાય છે.

આવી રીતે પ્રમાદથી વ્યાકુળ ચિત્તવાળા જીવ હિતાહિતથી વિવેકશૂન્ય બની જાય છે, તેથી અકૃત્યનું સેવન કરતા ચિરકાળ સુધી દુઃખરૂપી અટવીમાં ભ્રમણ કરે છે.

શબ્દમાં આસક્ત હરણ વાઘનો શિકાર બને છે. રૂપમોહિત પતંગિયું દીવામાં બળી મરે છે. ગંધમાં ગૃદ્ધ ભમરો સૂર્યાસ્ત સમયે કમળમાં બંધ રહી નષ્ટ થઈ જાય છે. રસમાં અનુરક્ત માછલી કાંટામાં ફસાઈ મચ્છીમારનો શિકાર બને છે. સ્પર્શ-સુખમાં આસક્ત હાથી બંધનમાં આવે છે. આ પ્રમાણે અજિતેન્દ્રિય વિષય-પ્રમાદમાં પ્રમત્ત જીવોના અનેક અપાય (દુઃખ) હોય છે. એકએક વિષયને વશીભૂત બની જીવ ઉપરોક્ત રીતે વિનાશ પામે છે, તો પાંચે ઇન્દ્રિયોના વિષયમાં પ્રમાદી જીવોના દુઃખનું તો કહેવું જ શું?

વિષયાસક્ત જીવ વિષયનો ઉપભોગ કરતાં કદી પણ તૃપ્તિ મેળવતો નથી. વિષય ભોગથી વિષયેચ્છા શાન્ત ન થતાં, ઘીથી અગ્નિ જેમ વધારે પ્રજળે છે તે પ્રમાણે વધતી જાય છે. વિષયાસક્ત જીવનાં ઐહિક દુઃખો અહીં પ્રત્યક્ષ દેખાય છે અને પરલોકમાં નરક તિર્યંચ યોનિમાં મહાદુઃખ ભોગવવાં પડે છે. તેથી વિષય-પ્રમાદથી નિવૃત્ત થવામાં જ શ્રેય છે.

૩. **કષાય-પ્રમાદ**—ક્રોધ, માન, માયા, લોભરૂપ કષાયનું સેવન કરવું તે કષાય-પ્રમાદ છે.

ક્રોધ શુભ પરિણામોનો નાશ કરે છે. તે પહેલાં પોતાના સ્વામીને અને બાદમાં બીજાને બાળે છે. ક્રોધથી વિવેક દૂર ભાગે છે. ક્રોધ ચિરકાળના યમ, નિયમ, તપ આદિને ક્ષણ વારમાં ભસ્મ કરી દે છે. ક્રોધથી વશ થઈ દ્વૈપાયન ઋષિએ સ્વર્ગ સરીખી સુંદર દ્વારકા નગરીને બાળીને ભસ્મ કરી દીધી. બન્ને લોક બગાડનાર, સ્વ-પરને અપકાર કરનાર આ ક્રોધ પ્રાણીઓનો મહાન શત્રુ છે. તેને શાન્ત કરવાનો એક જ ઉપાય ક્ષમા છે.

કુળ, જાતિ, બળ, રૂપ, તપ, વિદ્યા, લાભ અને ઐશ્વર્યનું અભિમાન કરવું તે નીચ ગોત્રના બંધનુ કારણ છે. માનથી વિવેક અને જ્ઞાન નષ્ટ થાય છે, અને આત્મા શીલ, સદાચારથી નીચે પડે છે. આશ્ચર્ય તો એ છે કે માન કરવાથી જીવ ઊંચો બનવા ઇચ્છે છે, પણ કાર્ય તો નીચે પડવાનુ કરે છે; તેથી વિનયનો આશ્રય લેવો જોઈએ.

માયા અવિદ્યાની જનની અને અકીર્તિનુ ઘર છે. માયાપૂર્વક સેવિત તપ, સંયમાદિ અનુષ્ઠાન નકલી સિક્કા જેવાં અસાર છે અને સ્વપ્ન અને ઇન્દ્રજાળની માયા સમાન નિષ્ફળ છે માયા શલ્ય છે. તે આત્માને વ્રતધારી બનવા દેતી નથી, કારણ વ્રતી નિઃશલ્ય હોય છે. માયા આ લોકમા તો અપયશ આપે જ છે અને પરલોકમાં દુર્ગતિ. ઋજુતા અર્થાત્ સરળતા ધારણ કરવાથી માયા કષાય નષ્ટ થાય છે, તેથી માયાનો ત્યાગ કરી સરળતા અપનાવવી જોઈએ.

લોભ કષાય સર્વે પાપોનુ આશ્રયસ્થાન છે. લોભને પોષના જીવ માયાનો પણ આશ્રય લે છે. પ્રાણી જીવવાની પ્રબળ ઇચ્છા કરે છે અને મૃત્યુથી ડરે છે. કિન્તુ લોભ પ્રાણીઓને એવા કાર્યમાં પ્રવૃત્ત કરે છે જેમાં મૃત્યુનો પણ ડર હોય. જો જીવ તે કૃત્ય કરતાં જ

મરી ગયો તો લોભના પરિણામે તેને દુર્ગતિમાં દુઃખ ભોગવવું પડે છે. તેથી તેનો અહીંનો પરિશ્રમ તો વ્યર્થ જાય છે. યદિ તેમાં લાભ મળી ગયો તો તેમાં ભાગીદારો બીજા બને છે. લોભી માણસ સ્વજનો કે ગુરની હત્યા કરવામાં પણ અચકાતો નથી. સંક્ષેપમાં શાસ્ત્રકારોએ નરક ગતિના કારણરૂપ દોષો બતાવ્યા છે તે બધા ય દોષો લોભથી પ્રકટ થાય છે. લોભની ઔષધિ સંતોષ છે, તેથી ઇચ્છાનું નિયંત્રણ કરી સંતોષને ધારણ કરવો જોઈએ.

૪. **નિદ્રા-પ્રમાદ**—જેમાં ચેતના અસ્પષ્ટ ભાવવાળી બને તે ક્રિયાને નિદ્રા કહે છે. અધિક નિદ્રાવાળા જીવ ન જ્ઞાનનું કે ન ધનનું ઉપાર્જન કરી શકે છે. જ્ઞાન અને ધન ન હોવાથી તે બન્ને લોકમાં દુઃખનો ભાગી બને છે. નિદ્રામાં સંયમ ન રાખવાથી આ પ્રમાદ હમેશાં વધે છે, તેથી બીજા કર્તવ્ય કાર્યોમાં બાધા પહોંચે છે. તેથી નિદ્રા-પ્રમાદનો ત્યાગ કરવો જોઈએ. સમય પર સ્વાસ્થ્ય જાળવી રાખવા આવશ્યક નિદ્રા સિવાય અધિક નિદ્રા ન લેવી જોઈએ, અને અસમય સૂવુ ન જોઈએ.

૫. **વિકથા-પ્રમાદ**—પ્રમાદી સાધુ રાગ દ્વેષ વશ જે વચન કહે છે તે વિકથા છે. સ્ત્રી આદિના વિષયની કથા કરવી તે પણ વિકથા છે. વિકથાનું વિશેષ વર્ણન બોલ નં. ૧૫૦ માં આપેલ છે.

—ઠાણાંગ ૬, સૂત્ર ૫૦૨.
—ધર્મસંગ્રહ અધિકાર ૨, પૃ. ૮૧.
—પંચાશક પ્રથમ ગાથા ૨૩

## ૨૯૬-ક્રિયા પાંચ

કર્મ-બંધના કારણરૂપ ચેષ્ટાને ક્રિયા કહે છે; અથવા દુષ્ટ વ્યાપાર-

વિશેષો ક્રિયા કહે છે, અથવા કર્મબંધના કારણરૂપ કાયિકી આદિ પાંચપાંચ એવી રીતે પચીશ ક્રિયાઓ છે, જે જૈનાગમમાં "ક્રિયા" શબ્દથી બતાવેલ છે

તેના પાંચ ભેદ —

૧ કાયિકી, ૨. આધિકરણિકી, ૩ પ્રાદ્વેષિકી, ૪. પારિતાપનિકી, ૫ પ્રાણાતિપાતિકી

**૧. કાયિકી ક્રિયા**—કાયાથી થતી ક્રિયા કાયિકી ક્રિયા કહેવાય છે

**૨. આધિકરણિકી ક્રિયા**—જે અનુષ્ઠાનવિશેષ અથવા બાહ્ય ખડ્‌ગાદિ શસ્ત્રથી આત્મા નરક ગતિનો અધિકારી બને છે તે અધિકરણ કહેવાય છે તે અધિકરણથી થતી ક્રિયા તે આધિકરણિકી ક્રિયા

**૩ પ્રાદ્વેષિકી ક્રિયા**—કર્મબંધના કારણરૂપ જીવના મત્સરભાવ અર્થાત્ દ્વેષ-ઈર્ષારૂપ અકુશલ પરિણામને પ્રદ્વેષ કહે છે તેથી થતી ક્રિયા તે પ્રાદ્વેષિકી ક્રિયા

**૪. પારિતાપનિકી ક્રિયા**—કોઈ પ્રાણીને પીડા ઉપજાવવી તે પરિતાપ તેની ક્રિયા તે પારિતાપનિકી ક્રિયા

**૫. પ્રાણાતિપાતિકી ક્રિયા**—ઇન્દ્રિય આદિ પ્રાણ છે તેનો અતિપાત અર્થાત્ વિનાશ તે પ્રાણાતિપાત તેની ક્રિયા તે પ્રાણાતિપાતિકી ક્રિયા કહેવાય

—ઠાણાંગ ૨, સૂત્ર ૬૦
—ઠાણાંગ ૫ સૂત્ર ૪૧૯
—પન્નવણા પદ ૨૨

## ૨૯૭-ક્રિયા પાંચ

૧. આરંભિકી, ૨. પારિગ્રહિકી, ૩. માયા પ્રત્યયા, ૪. અપ્રત્યાખ્યાનિકી, ૫. મિથ્યાદર્શન પ્રત્યયા.

**૧. આરંભિકી**—૭ કાયરૂપ જીવ અને અજીવ (જીવ રહિત શરીર, લોટ વગેરેથી બનાવેલ જીવની આકૃતિના પદાર્થ અથવા વસ્ત્રાદિ) ના આરંભ અર્થાત્ હિંસાથી લાગતી ક્રિયા તે આરંભિકી ક્રિયા કહેવાય છે.

**૨. પારિગ્રહિકી**—મૂર્છા અર્થાત્ મમતાને પરિગ્રહ કહે છે. જીવ અને અજીવમાં મૂર્છા-મમત્વ ભાવથી લાગતી ક્રિયાને પારિગ્રહિકી ક્રિયા કહે છે.

**૩. માયા પ્રત્યયા**—છળ કપટને માયા કહે છે માયા દ્વારા બીજાઓને ઠગવાના વ્યાપારથી લાગતી ક્રિયા માયા પ્રત્યયા ક્રિયા છે. જેમકે પોતાનો અશુભ ભાવ છુપાવી શુભ ભાવ પ્રકટ કરવો, જૂઠા લેખ લખવા વગેરે.

**૪. અપ્રત્યાખ્યાનિકી**—અપ્રત્યાખ્યાન અર્થાત્ થોડા પણ વિરતિ પરિણામ ન હોવારૂપ ક્રિયા અપ્રત્યાખ્યાનિકી ક્રિયા કહેવાય છે, અથવા અવ્રતથી જે કર્મબંધ થાય છે તે અપ્રત્યાખ્યાનિકી ક્રિયા છે.

**૫. મિથ્યાદર્શન પ્રત્યયા**—મિથ્યાદર્શન અર્થાત્ તત્ત્વમાં અશ્રદ્ધા અથવા વિપરીત શ્રદ્ધાથી લાગતી ક્રિયા તે મિથ્યાદર્શન પ્રત્યયા ક્રિયા છે.

—ઠાણાંગ ૨, સૂત્ર ૬૦.
—ઠાણાંગ ૫, સૂત્ર ૪૧૯.
—પન્નવણા પદ-૨૨

## ૨૯૮-ક્રિયાના પાંચ પ્રકાર

૧. દષ્ટિજા (દિટ્ઠિયા)
૨. પૃષ્ટિજા યા સ્પર્શજા (પુટ્ઠિયા)
૩. પ્રાતીત્યિકી (પાડુચ્ચિયયા)
૪ સામન્તો પનિપાતિકી (સામન્તો વણિયા)
૫ સ્વાહસ્તિકી (સાહત્થિયા)

**૧. દષ્ટિજા (દિટ્ઠિયા)**—અશ્વાદિ જીવ અને ચિત્રકર્મ આદિ અજીવ પદાર્થો માટે ગમનરૂપ ક્રિયા દષ્ટિજા (દિટ્ઠિયા) ક્રિયા છે. દર્શન અથવા દેખેલી વસ્તુના નિમિત્તથી લાગતી ક્રિયા પણ દષ્ટિજા ક્રિયા છે, અથવા દર્શનથી જે કર્મ ઉદયમા આવે છે તે દષ્ટિજા ક્રિયા છે

**૨. પૃષ્ટિજા યા સ્પર્શજા (પુટ્ઠિયા)**—રાગદ્વેષને વશ થઈ જીવ અથવા અજીવના સ્પર્શથી લાગતી ક્રિયા પૃષ્ટિજા યા સ્પર્શજા ક્રિયા છે.

**૩. પ્રાતીત્યિકી (પાડુચ્ચિયયા)**—જીવ અને અજીવરૂપ બાહ્ય વસ્તુના આશ્રયથી જે રાગદ્વેષની ઉત્પત્તિ થાય છે, તજ્જનિત કર્મબંધને પ્રાતીત્યિકી (પાડુચ્ચિયયા) ક્રિયા કહે છે.

**૪.સામન્તો પનિપાતિકી (સામન્તો વણિયા)**-ચારે બાજુથી આવી ભેળા થયેલા માણસો, પ્રાણી, ઘોડા, સાંઢ આદિ પ્રાણીઓ અને અજીવ-રથ વગેરેની પ્રશંસા સાંભળી ખુશ થાય છે. તે હર્ષિત પુરુષોને જોઈ અશ્વાદિના સ્વામીને જે ક્રિયા લાગે છે તે સામન્તો પનિપાતિકી ક્રિયા છે.

—આવશ્યક નિર્યુક્તિ

૫. સ્વાહસ્તિકી—પોતાના હાથમાં પકડેલ જીવ અથવા અજીવ-(જીવની પ્રતિકૃતિ)ને મારવાથી અથવા તાડન કરવાથી લાગતી ક્રિયા સ્વાહસ્તિકી (સાહત્થિયા) ક્રિયા છે.

—ઠાણાંગ ૨, સૂત્ર ૬૦.
—ઠાણાંગ ૫, સૂત્ર ૪૧૯

## ૨૯૯-ક્રિયાના પાંચ ભેદ

ક્રિયાના પાંચ ભેદઃ—

૧. નૈસૃષ્ટિકી (નેસત્થિયા)

૨. આજ્ઞાપનિકા અથવા આનાયની (આણવણિયા)

૩. વૈદારિણી (વેયારણિયા)

૪. અનાભોગ પ્રત્યયા (અણાભોગ વત્તિયા)

૫. અનવકાંક્ષા પ્રત્યયા (અણવકંખ વત્તિયા)

૧. નૈસૃષ્ટિકી (નેસત્થિયા)—રાજા આદિની આજ્ઞાથી યંત્ર (ફુવારો આદિ) દ્વારા જળ છોડવાથી અથવા ધનુષ્યથી બાણ ફેંકવાથી થતી ક્રિયા તે નૈસૃષ્ટિકી ક્રિયા કહેવાય છે. અથવા—

ગુરુ આદિને પોતાનો પુત્ર શિષ્યરૂપ આપવાથી અથવા નિર્દોષ આહાર પાણી આદિ આપવાથી લાગતી ક્રિયા નૈસૃષ્ટિકી ક્રિયા છે.

૨. આજ્ઞાપનિકા અથવા આનાયની (આણવણિયા)—જીવને આજ્ઞા દેવાથી કે અજીવ વસ્તુ બીજા પાસે મંગાવવાથી લાગતી ક્રિયા તે આજ્ઞાપનિકા અથવા આનાયની (આણવણિયા) ક્રિયા છે.

**૩. વૈદારિણી (વેયારણિયા)**—જીવ અથવા અજીવનું વિદારણ કરવાથી લાગતી ક્રિયા તે વૈદારિણી ક્રિયા છે. અથવા—

જીવ, અજીવના વ્યાપારમા વ્યાપારીઓની ભાષામા અથવા ભાવમા અસમાનતા હોય તો દુભાષિયો કે દલાલ સોદો કરાવી આપે તેથી લાગતી ક્રિયા તે વેયારણિયા ક્રિયા છે. અથવા—

લોકોને ઠગવા માટે કોઈ પુરુષ કોઈ જીવ અર્થાત્ પુરુષ વગેરેની, અથવા અજીવ વસ્તુની પ્રશસા કરે તે વચના(ઠગાઈ)થી લાગતી ક્રિયા પણ વેયારણિયા ક્રિયા છે

**૪. અનાભોગ પ્રત્યયા**—ઉપયોગ રહિત વસ્ત્રાદિને ગ્રહણ કરવાથી કે વાસણ આદિ પૂજવાથી લાગતી ક્રિયા તે અનાભોગ પ્રત્યયા ક્રિયા છે

**૫ અનવકાંક્ષા પ્રત્યયા**—સ્વ પરના શરીરની અપેક્ષા ન કરવાથી, સ્વ-પરને હાનિ પહોચાડવાથી લાગતી ક્રિયા તે અનવકાક્ષા પ્રત્યયા ક્રિયા છે. અથવા—

આ લોક તેમજ પરલોકની પરવા કર્યા વિના બન્ને લોક વિરુદ્ધ હિંસા, ચોરી, આર્તધ્યાન, રૌદ્રધ્યાન આદિ કરવાથી લાગતી ક્રિયા તે અનવકાક્ષા પ્રત્યયા ક્રિયા છે

—ઠાણાગ ૨, સૂત્ર ૬૦
—ઠાણાગ ૫, સૂત્ર ૪૧૮
—આવશ્યક નિર્યુક્તિ

## ૩૦૦-ક્રિયાના પાંચ ભેદ

૧. પ્રેમ પ્રત્યયા (પેજ્જ વત્તિયા)
૨. દ્વેષ પ્રત્યયા
૩. પ્રાયોગિકી
૪. સામુદાનિકી
૫. ઈર્યાપથિકી

**૧. પ્રેમ પ્રત્યયા**—પ્રેમ (રાગ) અર્થાત્ માયા અને લોભના કારણથી લાગતી ક્રિયા પ્રેમ પ્રત્યયા ક્રિયા છે, અથવા—

બીજા ઉપર પ્રેમ (રાગ) ઉત્પન્ન કરે એવાં વચન કહેવાથી લાગતી ક્રિયા તે પ્રેમ પ્રત્યયા ક્રિયા.

**૨. દ્વેષ પ્રત્યયા**--જે પોતે દ્વેષ અર્થાત્ ક્રોધ અને માન કરે છે અને બીજામાં દ્વેષ આદિ ઉત્પન્ન કરે છે તેથી લાગતી અપ્રીતિકારી ક્રિયા તે દ્વેષ પ્રત્યયા કહેવાય છે.

**૩. પ્રાયોગિકી ક્રિયા**—આર્તધ્યાન, રૌદ્રધ્યાન કરવું, તીર્થંકરો થી નિંદિત સાવદ્ય પાપજનક વચન બોલવાં તથા પ્રમાદપૂર્વક જવું-આવવું, હાથપગ પહોળા કરવા, સંકોચવા આદિ મન, વચન, કાયાના વ્યાપારોથી લાગતી ક્રિયા પ્રાયોગિકી ક્રિયા છે.

**૪. સામુદાનિકી ક્રિયા**—જેનાથી સમગ્ર અર્થાત્ આઠે ય કર્મો ગ્રહણ થાય છે તે સામુદાનિકી ક્રિયા છે. સામુદાનિકી ક્રિયા દેશોપઘાત અને સર્વોપઘાતરૂપે બે ભેદવાળી છે. અથવા—

અનેક જીવોને એકસાથ એક જાતની ક્રિયા લાગે તે સામુદાનિકી ક્રિયા છે. જેમકે નાટક, સિનેમા વગેરે જોતાં અનેક મનુષ્યોને એક જ જાતની ક્રિયા લાગે છે આ ક્રિયાથી ઉપાર્જિત કર્મોનો ઉદય પણ તે જીવોને એકસાથ એક જાતનો જ હોય છે. જેવી રીતે ભૂકંપ વગેરે અથવા—

જેથી પ્રયોગ (મન, વચન, કાયાનો વ્યાપાર) દ્વારા ગ્રહણ કરેલ અને સમુદાય અવસ્થામા રહેલ કર્મને પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશરૂપે વ્યવસ્થિત કરવામા આવે તે સામુદાનિકી ક્રિયા છે. આ ક્રિયા મિથ્યાદૃષ્ટિથી માંડી સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન સુધી લાગે છે.

—સૂયગડાંગ સૂત્ર, શ્રુતસ્કંધ ૨, અ ૨

**૫ ઈર્યાપથિકી ક્રિયા**—ઉપશાંત મોહ, ક્ષીણ મોહ અને સયોગી કેવળી આ ત્રણ ગુણસ્થાનોમા રહેલા અપ્રમત્ત સાધુ કેવળ યોગના કારણથી જે સાતાવેદનીય કર્મ બાંધે છે તે ઇર્યાપથિકી ક્રિયા છે.

—ઠાણાંગ ૨, સૂત્ર ૬૦
—ઠાણાંગ ૫, સૂત્ર ૪૧૯.
—આવશ્યક નિર્યુક્તિ

## ૩૦૧-અસંયમ પાંચ

પાપથી નિવૃત્ત ન થવું તે અસંયમ કહેવાય છે અથવા સાવદ્ય અનુષ્ઠાન સેવન કરવુ તે અસંયમ છે.

એકેન્દ્રિય જીવોના સમારંભ કરનારનો પાંચ પ્રકારનો અસંયમ હોય છે :—

૧. પૃથ્વીકાય અસંયમ, ૨. અપકાય અસંયમ,
૩. તેજસ્કાય અસંયમ, ૪. વાયુકાય અસંયમ,
૫. વનસ્પતિકાય અસંયમ.

પંચેન્દ્રિય જીવોનો સમારંભ કરનાર પાંચ ઇન્દ્રિયોનો વ્યાઘાત કરે છે, તેથી તેનો પાંચ પ્રકારનો અસંયમ છેઃ—

૧. શ્રોત્રેન્દ્રિય અસંયમ, ૨. ચક્ષુ ઇન્દ્રિય અસંયમ,
૩. ઘ્રાણેન્દ્રિય અસંયમ, ૪. રસેન્દ્રિય અસંયમ,
૫. સ્પર્શેન્દ્રિય અસંયમ.

સર્વ પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વનો સમારંભ કરનારનો પાંચ પ્રકારનો અસંયમ છે.—

૧. એકેન્દ્રિય અસંયમ, ૨. દ્વીન્દ્રિય અસંયમ,
૩. ત્રીન્દ્રિય અસંયમ, ૪. ચતુરિન્દ્રિય અસંયમ,
૫. પંચેન્દ્રિય અસંયમ.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૨૮.

## ૩૦૨-સંયમ પાંચ

સમ્યક્ પ્રકારે સાવદ્ય યોગથી નિવૃત્ત થવું અથવા આસ્રવથી વિરત થવું અથવા છ-કાયની રક્ષા કરવી તે સંયમ છે.

એકેન્દ્રિય જીવોનો સમારંભ ન કરનારનો પાંચ પ્રકારનો સંયમ હોય છેઃ—

૧ પૃથ્વીકાય સંયમ, ૨. અપ્કાય સંયમ,
૩. તેજસ્કાય સંયમ, ૪. વાયુકાય સંયમ,
૫. વનસ્પતિકાય સંયમ.

પંચેન્દ્રિય જીવનો સમારંભ ન કરનાર પાંચ ઇન્દ્રિયોનો વ્યાઘાત કરતો નથી, તેથી તેના પાંચ પ્રકારના સંયમ છે:—

૧. શ્રોત્રેન્દ્રિય સંયમ, ૨. ચક્ષુ ઇન્દ્રિય સંયમ,
૩. ઘ્રાણેન્દ્રિય સંયમ, ૪. રસેન્દ્રિય સંયમ,
૫. સ્પર્શેન્દ્રિય સંયમ.

સર્વ પ્રાણ, ભૂત, જીવ અને સત્ત્વનો સમારંભ ન કરનારનો પાંચ પ્રકારે સંયમ હોય છે:—

૧. એકેન્દ્રિય સંયમ, ૨. દ્વીન્દ્રિય સંયમ,
૩. ત્રીન્દ્રિય સંયમ, ૪ ચતુરિન્દ્રિય સંયમ,
૫. પંચેન્દ્રિય સંયમ.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૨૯ થી ૪૩૧.

## ૩૦૩-પાંચ સંવર

કર્મબંધના કારણ પ્રાણાતિપાત આદિ જેનાથી રોકી શકાય તેને સંવર કહે છે. અથવા—

જીવરૂપી તળાવમાં આવતા કર્મરૂપી પાણીને રોકવું તે સંવર છે. અથવા—

જીવરૂપી નાવમાં કર્મરૂપી જળને પ્રવેશ કરાવનાર ઇન્દ્રિયોરૂપી છિદ્રોને સમ્યક્ પ્રકારે સંયમ, તપ આદિ દ્વારા રોકવાથી આત્મામાં કર્મનો પ્રવેશ થતો નથી, તે સંવર. તેના પાંચ ભેદ :—

૧. સમ્યક્ત્વ, ૨. વિરતિ, ૩. અપ્રમાદ,
૪. અકષાય, ૫. અયોગ (અથવા શુભયોગ.)

—પ્રશ્નવ્યાકરણ સૂત્ર
—ઠાણાંગ ૫, સૂત્ર ૪૧૮.

૧. શ્રોત્રેન્દ્રિય સંવર, ૨. ચક્ષુ ઇન્દ્રિય સંવર,
૩. ઘ્રાણેન્દ્રિય સંવર, ૪. રસેન્દ્રિય સંવર,
૫. સ્પર્શેન્દ્રિય સંવર.

—ઠાણાંગ ૫, સૂ. ૪૨૭.

૧. અહિંસા, ૨. સત્ય, (અમૃષા) ૩. અચૌર્ય,
૪. બ્રહ્મચર્ય (અમૈથુન), ૫. અપરિગ્રહ.

**૧. સમ્યક્ત્વ**—સુદેવ, સુગુરુ અને સુધર્મ ઉપર શ્રદ્ધા હોવી તે સમ્યક્ત્વ છે.

**૨. વિરતિ**—પ્રાણાતિપાત આદિ પાપ-વ્યાપારથી નિવૃત્ત થવું તે વિરતિ છે.

**૩. અપ્રમાદ**—મદ્ય, વિષય, કષાય, નિદ્રા, વિકથા તે પાંચ પ્રમાદોનો ત્યાગ કરવો અને અપ્રમત્ત ભાવમા રહેવું તે અપ્રમાદ છે.

૪. **અકષાય**—ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયનો ત્યાગ કરી ક્ષમા, માર્દવ, આર્જવ અને શૌચ(નિર્લોભતા)નું સેવન કરવું તે અકષાય છે.

૫. **અયોગ**—મન, વચન, કાયાના વ્યાપારોનો નિરોધ કરવો તે અયોગ છે. નિશ્ચય દૃષ્ટિથી યોગ નિરોધ જ સંવર છે. કિન્તુ વ્યવહારમા શુભયોગ પણ સંવર મનાય છે.

—પ્રશ્નવ્યાકરણ ધર્મદ્વાર ૫ મું.

પાંચ ઇન્દ્રિયોને તેના વિષય—શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ તરફ જતાં રોકવી, તેને અશુભ વ્યાપારથી નિવૃત્ત કરી શુભ વ્યાપારમાં જોડવી તે, શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસ અને સ્પર્શ ઇન્દ્રિયોનો સંવર છે.

૧. **અહિંસા**—કોઈ જીવની હિંસા ન કરવી અથવા દયા કરવી તે અહિંસા છે.

૨. **સત્ય**—જૂઠુ ન બોલવું અથવા નિર્વદ્ય સત્ય વચન બોલવું તે સત્ય (અમૃષા) છે.

૩. **અચૌર્ય**—ચોરી ન કરવી અથવા તેના સ્વામીની આજ્ઞા માગીને જ કોઈ ચીજ લેવી તે અચૌર્ય છે.

૪. **બ્રહ્મચર્ય (અમૈથુન)**—મૈથુનનો ત્યાગ કરવો અને બ્રહ્મચર્યનું પાલન કરવું તે અમૈથુન છે.

૫. **અપરિગ્રહ**—પરિગ્રહનો ત્યાગ કરવો, મમતા-મૂર્છાથી રહિત થવું અથવા શૌચ સંતોષનું સેવન કરવું તે અપરિગ્રહ છે.

—પ્રશ્નવ્યાકરણ ધર્મદ્વાર.

## ૩૦૪-અણુવ્રત પાંચ

મહાવ્રતની અપેક્ષાએ નાનાં વ્રત અર્થાત્ એક દેશત્યાગના નિયમને અણુવ્રત કહે છે. તેને શીલવ્રત પણ કહે છે. સર્વ વિરતિ સાધુની અપેક્ષાએ શ્રાવકના થોડા ગુણવાળાં વ્રતો અણુવ્રત કહેવાય છે. તે પાંચ છે:—

૧. સ્થૂળ પ્રાણાતિપાતનો ત્યાગ,
૨. સ્થૂળ મૃષાવાદનો ત્યાગ,
૩. સ્થૂળ અદત્તાદાનનો ત્યાગ,
૪. સ્વદાર અથવા સ્વભર્તાર સંતોષ,
૫. ઇચ્છા-પરિમાણ.

**૧. સ્થૂળ પ્રાણાતિપાતનો ત્યાગ**—સ્વ શરીરમાં પીડાકારી, અપરાધી તથા સાપેક્ષ નિરપરાધી સિવાય શેષ, દ્વીન્દ્રિય આદિ ત્રસ જીવોની સંકલ્પપૂર્વક હિંસાનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે સ્થૂલ પ્રાણાતિપાત ત્યાગરૂપ શ્રાવકનું પ્રથમ અણુવ્રત છે

**૨. સ્થૂળ મૃષાવાદનો ત્યાગ**—દુષ્ટ અધ્યવસાયપૂર્વક તથા સ્થૂળ વસ્તુવિષયક બોલાતું અસત્ય સ્થૂળ મૃષાવાદ છે. અવિશ્વાસ આદિના કારણરૂપ આ સ્થૂળ મૃષાવાદનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે સ્થૂળ મૃષાવાદત્યાગરૂપ શ્રાવકનું દ્વિતીય અણુવ્રત છે. સ્થૂળ મૃષાવાદ પાંચ પ્રકારે છે:—

૧. કન્યા-વર સંબંધી જૂઠ.
૨. ગાય ભેંસ આદિ પશુ સંબંધી જૂઠ.

૩. ભૂમિ સંબંધી જૂઠ
૪. કોઈની થાપણ ઓળવવી અથવા તે વિષયમાં જૂઠ બોલવું
૫ ખોટી સાક્ષી આપવી

૩. સ્થૂળ અદત્તાદાનનો ત્યાગ—ક્ષેત્રાદિમાં સાવધાનીથી રાખેલી અથવા અસાવધાનીથી પડેલી અથવા ભૂલી જવાયેલી કોઈ સચિત્ત, અચિત્ત સ્થૂળ વસ્તુ, જે લેવાથી ચોરીનો અપરાધ થાય અથવા દુષ્ટ અધ્યવસાયપૂર્વક સાધારણ વસ્તુ તેના સ્વામીની આજ્ઞા વિના લેવી તે સ્થૂળ અદત્તાદાન છે એવા સ્થૂળ અદત્તાદાનનો બે કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે સ્થૂળ અદત્તાદાનત્યાગ રૂપ શ્રાવકનું તૃતીય અણુવ્રત છે

૪. સ્વદાર-સભર્થાર-સંતોષ—સ્વ સ્ત્રી અથવા સ્વ પતિથી સંતોષ રાખવો,તે સિવાય ઔદારિક શરીરધારી અર્થાત્ મનુષ્ય તિર્યંચના શરીરને ધારણ કરનાર સ્ત્રી (પુરુષ) સાથે એક કરણ અને એક યોગથી (અર્થાત્ કાયથી સેવન નહિ કરુ તે પ્રમાણે) તથા વૈક્રિય શરીરધારી અર્થાત્ દેવ શરીરધારી સ્ત્રી(પુરુષ)ની સાથે બે કરણ અને ત્રણ યોગે મૈથુન સેવન કરવાનો ત્યાગ સ્વદાર-(સભર્થાર)-સંતોષ નામનું શ્રાવકનું ચોથું અણુવ્રત છે

૫. ઇચ્છા-પરિમાણ (પરિગ્રહ પરિમાણ)—ખેતર વગેરે, ઘર વગેરે, ધન, ધાન્ય, રૂપુ, સોનું, મનુષ્ય, ઢોર, ઘરવખરી આ નવ પ્રકારના પરિગ્રહની મર્યાદા ઉપરાંત પરિગ્રહનો એક કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે ઇચ્છા પરિમાણ અથવા પરિગ્રહ પરિમાણ નામનું શ્રાવકનું પાંચમુ વ્રત છે આ વ્રતનો મુખ્ય ઉદ્દેશ સંતોષમાં રત રહેવાનો છે

—હરિભદ્રીય આવશ્યક પૃ. ૮૧૭-૮૨૬
—ઠાણાંગ ૫, સૂત્ર ૩૮૯
—ઉપાસક દશાંગ
—(ધર્મસંગ્રહ અધિકાર-૨)

## ૩૦૫-પાણાઇવાય વેરમણં (પ્રાણાતિપાત વિરમણ) અણુવ્રતના પાંચ અતિચાર

વર્જિત કાર્યને કરવાનો વિચાર કરવો તે અતિક્રમ છે. કાર્ય-પૂર્તિ અર્થાત્ વ્રતભંગ માટે સાધનો એકત્રિત કરવા તે વ્યતિક્રમ છે. વ્રતભંગની પૂરી તૈયારી થઈ ચૂકી છે કિન્તુ જ્યાં સુધી વ્રતનો ભંગ થયો નથી ત્યાં સુધી અતિચાર છે. અથવા વ્રતની અપેક્ષા રાખી થોડે અંશે વ્રતનો ભંગ કરવો તે પણ અતિચાર છે. વ્રતની અપેક્ષા રાખ્યા વિના સંકલ્પ-પૂર્વક વ્રત ભંગ કરવું તે અનાચાર છે. આ પ્રમાણે વ્રતની મર્યાદા ભંગ કરનારા ઉત્તરોત્તર ચાર પ્રકાર છે. શાસ્ત્રોમાં વ્રતોના અતિચારોનું વર્ણન છે, પરન્તુ તે મધ્યમ ભંગનો પ્રકાર છે. અને તેના પહેલાંના અતિક્રમ, વ્યતિક્રમ અને પછીનો અનાચાર પણ ત્યાજ્ય છે. અતિચાર વ્રતભંગનું કારણ છે. પ્રથમ અણુવ્રતના પાંચ અતિચાર:—

૧. બંધ, ૨. વધ, ૩. છવિચ્છેદ.
૪. અતિભાર, ૫. ભત્તપાન વ્યવચ્છેદ.

કોઈ જીવને તાણીને બાંધવો, ઘણો માર મારવો, કાન-નાક આદિ અવયવ છેદવાં, અતિભાર ભરવો, અન્નપાણી ભોગવતાં અટકાવવો, તે પહેલા અણુવ્રતના પાંચ અતિચાર છે.

—ઉપાસક દશાંગ સૂત્ર

## ૩૦૬-મુસાવાય વેરમણં (મૃષાવાદ વિરમણ) અણુવ્રતના પાંચ અતિચાર

**૧. સહસા અભ્યાખ્યાન** (सहस्साऽभक्खाणे)—વિના વિચાર્યે કોઈ ઉપર મિથ્યા આરોપ લગાવવો તે અતિચાર છે. ઇરાદાપૂર્વક તીવ્ર સંક્લેશથી આરોપ મૂકવો તે અનાચાર છે; તેથી વ્રતભંગ થાય છે.

**૨. રહસ્સા ભક્ખાણે** (रहोऽभ्याख्यान)—અનુપયોગપૂર્વક કોઈનું રહસ્ય-છૂપી વાત ખુલ્લી કરવી તે અતિચાર; ઇરાદાપૂર્વક કરવી તે અનાચાર.

**૩. સ્વદાર મન્ત્રભેદ** (सदारमंतभेए)—સ્વસ્ત્રી સાથે એકાંતમાં થયેલી વિશ્વસ્ત વાત બીજા પાસે ઉઘાડી કરવી તે અતિચાર છે.

**૪.મૃષોપદેશ** (मोसोवएसे)—અનુપયોગથી અન્યને અસત્ય ઉપદેશ આપવો. જેમકે, અમે જૂઠું બોલી અમુક વ્યક્તિને કોર્ટમાં હરાવી, અથવા પીડાકારી ઉપદેશ આપવો. જેમકે, ઊંટ વગેરેને ચલાવવાં જોઈએ, ચોરને મારવો જોઈએ વગેરે, અથવા કોઈ સલાહ લેવા આવે તેને ઊલટી સલાહ આપવી વગેરે મૃષોપદેશ અતિચાર છે.

**૫. કૂટ લેખકરણ** (कूड लेहकरणे)—ખોટા લેખ લખવા તે અતિચાર છે.

—ઉપાસક દશાંગ સૂત્ર
—ધર્મસંગ્રહ
—હરિભદ્રીય આવશ્યક

## ૩૦૭-અદિણ્ણાદાણ વેરમણં (અદત્તાદાન વિરમણ) અણુવ્રતના પાંચ અતિચાર

૧. તેના હડે (स्तेना हृत)—ચોરીની વસ્તુ લેવી તે.

૨. તક્કરપ્પઓગે (स्तेन प्रयोग)—ચોરને મદદ કરવી તે.

૩. વિરુદ્ધ રજ્જા ઇક્કિમે (विरुद्ध राज्यातिक्रम)—દાણચોરી કરવી, અથવા શત્રુ રાજાઓના રાજ્યમાં જવું-આવવું તે.

૪. કૂડતોલ-કૂડમાણે (कूट तुला कूट मान)—ખોટા અર્થાત્ હીનાધિક તોલ, માપ રાખવા, પરિમાણથી વધારે તોલ-માપથી લેવું અને ઓછેથી દેવું, તે પ્રમાણે વ્યાપાર કરવો તે.

૫. તપ્પડિરૂવગ વવહારે (तत्प्रतिरुपक व्यवहार)—સારી વસ્તુ બતાવી ખરાબ વસ્તુ આપવી તે.

—ઉપાસક દશાંગ સૂત્ર
—હરિભદ્રીય આવશ્યક
—ધર્મસંગ્રહ

## ૩૦૮-મેહુણ વેરમણં (મૈથુન વિરમણ)ના અણુવ્રતના પાંચ અતિચાર

૧. ઇત્વરિક પરિગૃહિતા ગમન (ઇત્તરિય પરિગ્ગહિયા ગમણે)
—પુરુષો માટે

ઇત્વરિક પરિગૃહિત ગમન (ઇત્તરિય પરિગ્ગહિય ગમણે)
—સ્ત્રીઓ માટે

૨ અપરિગૃહિતા ગમન (અપરિગ્ગહિતા ગમણે)

—પુરુષો માટે

અપરિગૃહિત ગમન (અપરિગ્ગહિય ગમણે)

—સ્ત્રીઓ માટે

૩ અનંગક્રીડા (અણંગક્રીડા)
૪ પર વિવાહકરણ (પર વિવાહકરણે)
૫ કામભોગ તીવ્રાભિલાષ (કામભોગ તિવ્વાભિલાસે)

મૂળ હિંદી બોલસંગ્રહમાં પહેલા બે અતિચારોનો જે અર્થ કરવામાં આવ્યો છે, તે ઉપરાંત પ્રતિક્રમણના હાલના પ્રચલિત પુસ્તકોમાં તેના બીજા અર્થો પણ કરવામાં આવ્યા છે, તેથી અમોએ અહીં એ બધા ય અર્થ રજૂ કર્યા છે, કે જે અર્થો સંભવિત હોઈ શકે

**૧. ઈત્વરિક પરિગૃહિતા ગમન (ઈત્તરિય પરિગ્ગહિયા ગમણે)** (પુરુષો માટે)—ભાડુ આદિ આપી થોડા સમય માટે સ્વ-વશીકૃત સ્ત્રી સાથે ગમન-મૈથુન સેવવુ તે

—મૂળ હિંદી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભાગ ૧
—ભાયાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર પૃષ્ઠ ૬૮

અથવા પોતાની પરણેલી પણ નાની ઉંમરની સ્ત્રી સાથે ગમન કરવું

—અન્ય પ્રતિક્રમણ સૂત્રો (હાલમાં પ્રચલિત અર્થ)

**૧ ઈત્વરિક પરિગૃહિત ગમન (ઈત્તરિય પરિગ્ગહિય ગમણે)** (સ્ત્રીઓ માટે)—ભાડુ આદિ આપી થોડા સમય માટે સ્વવશીકૃત પુરુષ સાથે ગમન-મૈથુન સેવવુ તે, અથવા એક આચાર્ય મહારાજ

અર્થ કરે છે કે શોકના વારાનો ભોગ કરી પોતે પતિ સાથે ભોગ ભોગવે તે.

—ભાવાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર, પૃ. ૬૮.

૨. અપરિગૃહિતા ગમન (અપરિગ્ગહિયા ગમણે) (પુરુષો માટે)—અવિવાહિતા કન્યા, વેશ્યા, વિધવા, કુલાંગના (લાંબી મુદત માટે પરદેશ ગયેલ પુરુષની પરણેલ સ્ત્રી) આદિ સાથે ગમન-મૈથુન સેવન કરવું તે

—મૂળ હિંદી જૈન સિદ્ધાન્ત બોલસંગ્રહ ભાગ ૧, પૃ. ૨૯૮.

—ભાવાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ, પૃષ્ઠ ૬૮.

પોતાનું કોઈ કન્યા સાથે સગપણ થયું છે, પણ લગ્ન થયાં નથી તે પહેલાં તેની કન્યા સાથે ગમન-મૈથુન સેવવું તે.

—અન્ય પ્રતિક્રમણ સૂત્રો (હાલમાં પ્રચલિત અર્થ)

૨. અપરિગૃહિત ગમન (અપરિગ્ગહિય ગમણે) (સ્ત્રીઓ માટે)—અવિવાહિત પુરુષ, વિધુર સાથે ગમન કરે તે, અથવા એક આચાર્ય મહારાજ અર્થ કરે છે કે પોતાના બ્રહ્મચર્ય યુક્ત પતિ સાથે ગમન-મૈથુન સેવે તે.

—ભાવાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર. પૃ ૬૮.

૩. અનંગ ક્રીડા (અણગ ક્રીડા)—કામસેવનમાં જે પ્રાકૃતિક અંગ છે તે સિવાય અન્ય અંગોથી, જે કામસેવન માટે અનંગ છે, ક્રીડા કરવી તે અનંગ ક્રીડા છે. સ્વ સ્ત્રી સિવાય અન્ય સ્ત્રીઓ સાથે મૈથુન-ક્રિયા વર્જિ અનુરાગથી તેનું આલિંગન આદિ કરવાથી પણ વ્રત મલિન બને છે, તેથી તે પણ અતિચાર માનેલ છે.

—મૂળ હિંદી બોલસંગ્રહ ભાગ ૧

અથવા અન્ય સ્ત્રી સાથે સૃષ્ટિ વિરુદ્ધ કામક્રીડા કરવી. કોઈ એવો અર્થ કરે છે કે સ્વ સ્ત્રી કે પરસ્ત્રી સાથે અનેક કુચેષ્ટાઓ કરવી તે, અને શ્રાવિકા માટે સ્વ કે પર પુરુષ સાથે કુચેષ્ટા કરવી તે.

—ભાયાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર

**૪. પર વિવાહકરણ (પર વિવાહકરણે)**—પોતાનો અને પોતાનાં સંતાનો સિવાય અન્યનો વિવાહ કરવો તે. સ્વદાર-સંતોષી શ્રાવકને બીજાના વિવાહાદિ કરી તેને મૈથુનમાં લગાવવાં તે નિષ્પ્રયોજન છે, તેથી તેમ કરવું અનુચિત છે.

—મૂળ હિંદી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ ભાગ-૧

પોતાનાં પુત્ર-પુત્રી સિવાય અન્યના વિવાહ-લગ્ન કરવાં તે. અનેક વિદ્વાન શાસ્ત્રકારો જુદાજુદા અર્થ કરે છે જેમકે ગયેલી કન્યા લાવવી, એક સ્ત્રી ઉપરાંત બીજી સ્ત્રી લાવવી, પોતાના સિવાયના અન્યના વિવાહ કરવા. હવે શ્રાવિકાઓ માટે–પારકા વિવાહમાં મોડ-પ્રમુખ નાખવો તે, આગળ થઈને કુળ ધર્મ બજાવે તે.

—ભાયાણીકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર

**૫. કામભોગ તીવ્રાભિલાષ (કામભોગ તિવ્વાભિલાસે)**–પાંચ ઇન્દ્રિયોના વિષયરૂપ રસ, ગંધ, અને સ્પર્શમાં આસક્તિ હોવી તે. તેનો અર્થ એ કે શ્રાવક-શ્રાવિકા વિશિષ્ટ વિરતિવાળાં હોય, તેમણે પુરુષવેદ (અથવા સ્ત્રીવેદ) જનિત બાધાની શાંતિ ઉપરાંત મૈથુન સેવવું ન જોઈએ. વાજીકરણ આદિ ઔષધિઓથી અને કામશાસ્ત્રમાં બતાવેલ પ્રયોગો દ્વારા કામબાધાને અધિક ઉત્પન્ન કરી નિરંતર રતિ-ક્રીડામાં જ સુખ જુએ છે તેઓ પોતાના વ્રતને મલિન કરે છે.

—ઉપાસક દશાંગ પ્રથમ અધ્યયન

કોઈ આચાર્ય એમ કહે છે કે સ્વદાર-સંતોષીને પ્રથમના બે અતિચાર હોય નહિ અને બાકીના ત્રણ હોય. વળી હસ્તલિખિત શ્રાવક-આવશ્યકના સ્તબકમાં લખ્યું છે કે પ્રથમના બે અતિચાર અનાચાર સરખા જાણવા.

—શ્રી આત્મારામજીકૃત સામાયિક પ્રતિક્રમણ સૂત્ર

## ૩૦૯-પરિગ્ગહ વેરમણં (પરિગ્રહ પરિમાણ) અણુવ્રતના પાંચ અતિચાર

૧ ક્ષેત્ર વસ્તુ પ્રમાણાતિક્રમ (ખેત્તવત્થુ પમાણાઇક્કમે)

૨. હિરણ્ય સુવર્ણ પ્રમાણાતિક્રમ (હિરણ્ણ સુવણ્ણ પમાણાઇક્કમે)

૩. ધનધાન્ય પ્રમાણાતિક્રમ (ધાણધન્ન પમાણાઇક્કમે)

૪. દ્વિપદ ચતુષ્પદ પ્રમાણાતિક્રમ (દુપય ચઉપ્પય પમાણાઇક્કમે)

૫. કુપ્ય પ્રમાણાતિક્રમ (કુવિય પમાણાઇક્કમે)

**૧. ક્ષેત્ર-વસ્તુ પ્રમાણાતિક્રમ (ખેત્તવત્થુ પમાણાઇક્કમે)—** ક્ષેત્ર, વાડી અને ગ્રહ, વખાર વગેરેના પ્રમાણનુ ઉલ્લંઘન કરવું તે. ક્ષેત્રની વાડ તોડી તેમા નવું ક્ષેત્ર ભેળવી દેવું અને સંખ્યા કાયમ ગણવી અથવા પહેલાંના ઘરની ભીંત-કરા પાડી તેમાં નવું ઘર ભેળવવું વગેરે.

**૨. હિરણ્ય સુવર્ણ પ્રમાણાતિક્રમ (હિરણ્ણ સુવણ્ણ પમાણાઇક્કમે)**—સોના રૂપા(ઝવેરાત વગેરે)ના પ્રમાણનું ઉલ્લંઘન કરવું.

**૩. ધનધાન્ય પ્રમાણાતિક્રમ (ધાણધન્ન પમાણાઇક્કમે)**- ધનધાન્યના પ્રમાણનું ઉલ્લંઘન કરવું. જેમકે ધનધાન્યના વ્યાપારમાં

લાભ મળવાને કારણે કરેલો સંગ્રહ સ્વીકૃત મર્યાદા ઉપરાંત અન્યને ત્યાં વ્રતની કાળ-અવધિ સુધી રખાવે.

—આચાર્યકૃત શ્રી સામાયિક પ્રતિક્રમણ સૂત્ર

**૪. દ્વીપદચતુષ્પદ પ્રમાણાતિક્રમ (દુપયચઉપ્પય પમાણાઇક્કમે)**—દ્વીપદ (મનુષ્ય, પક્ષી) અને ચતુષ્પદ(ગાય, ઘોડા વગેરે)ના પ્રમાણનું ઉલ્લંઘન કરવું તે. જેમકે સ્વીકૃત કાળની અંદર શ્રાવક એ વિચારે કે ગાય, ઘોડી વગેરેને બચ્ચાં થવાથી મારી મર્યાદાનો ભંગ થશે, તેથી નિયત સમય વીત્યા બાદ તેને ગર્ભ ગ્રહણ કરાવે, જેથી વ્રતની કાળ-અવધિમાં પ્રસવ થઈ સંખ્યા વધે નહિ, અને કાળ-અવધિ બાદ પ્રસવ થયે ફાયદો પણ હાથથી જાય નહિ. તે દ્વીપદ-ચતુષ્પદ પરિમાણાતિચાર છે.

—મૂળ હિંદી જૈન સિદ્ધાંત બોલસંગ્રહ તથા
—આચાર્યકૃત પ્રતિક્રમણ સૂત્ર

**૫. કુપ્ય પ્રમાણાતિક્રમ (કુવિય પમાણાઇક્કમે)**—તાંબા-પિત્તળ આદિ ધાતુનાં વાસણો, શયન આસનનાં સાધનો વગેરે ઘરવખરીના પ્રમાણનું ઉલ્લંઘન.

સ્વીકૃત સંખ્યા ઉપરાંત તાંબા પિત્તળ આદિનાં વાસણ વસાવવાથી વ્રતભંગ થવાના ડરથી એ વાસણ ભાંગીને એક નાનું અથવા મોટું કરાવે અને સંખ્યા કાયમ રાખે, અથવા કહે કે અમુક વખત વીત્યા બાદ હું વાસણ લઈ લઈશ, કોઈને આપશો નહિ; વગેરે કુપ્ય પરિમાણાતિચાર છે.

—ઉપાસક દશાંગ સૂત્ર
—આચાર્યકૃત પ્રતિક્રમણ સૂત્ર

## ૩૧૦-દિશા પરિમાણ ગુણવ્રતના પાંચ અતિચાર

૧. ઊર્ધ્વ દિશા પરિમાણાતિક્રમ (ઉડ્ઢ દિસિ પમાણાઇક્કમે)
૨. અધો દિશા પરિમાણાતિક્રમ (અહો દિસિ પમાણાઇક્કમે)
૩. તિર્યક્ દિશા પરિમાણાતિક્રમ (તિરિય દિસિ પમાણાઇક્કમે)
૪. ક્ષેત્ર વૃદ્ધિ (ખેતવુડ્ઢી)
૫. સ્મૃત્યન્તર્ધાન-સ્મૃતિભ્રંશ (સઈ અંતરદ્ધા).

**૧. ઉર્ધ્વ દિશા પરિમાણાતિક્રમ (ઉડ્ઢ દિસિ પમાણાઇક્કમે)**- ઊંચી દિશાના પ્રમાણનુ ઉલ્લંઘન કરવું તે.

**૨. અધો દિશા પરિમાણાતિક્રમ (અહો દિસિ પમાણાઇક્કમે)**—નીચી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે.

**૩. તિર્યક્ દિશા પરિમાણાતિક્રમ (તિરિય દિસિ પમાણાઇક્કમે)**—તીર્છી દિશાની મર્યાદાનું ઉલ્લંઘન કરવું તે.

અનુપયોગથી ઉલ્લંઘન કરવું તે અતિચાર છે, જાણીને કરવું તે અનાચાર છે.

**૪. ક્ષેત્રવૃદ્ધિ (ખેતવુડ્ઢી)**—એક દિશાની મર્યાદા ઘટાડી બીજી દિશામાં ક્ષેત્રની મર્યાદા વધારવી તે.

**૫. સ્મૃત્યન્તર્ધાન (સ્મૃતિભ્રંશ) સઈ અંતરદ્ધા**—દિશા-મર્યાદાની સ્મૃતિ ન રહેવાથી, સંદેહ છતાં તે દિશામાં આગળ વધવું તે.

—ઉપાસક દશાંગ

## ૩૧૧-ઉપભોગ-પરિભોગ પરિમાણ ગુણવ્રતના પાંચ અતિચાર

૧. સચિત્તાહાર (સચિત્તાહારે).

૨. સચિત્ત પ્રતિબદ્ધાહાર (સચિત્ત પડિબદ્ધાહારે).

૩. અપક્વૌષધિ ભક્ષણતા (અપ્પઉલિઓસહિભક્ખણયા).

૪. દુષ્પક્વૌષધિ ભક્ષણતા (દુપ્પઉલિઓસહિભક્ખણયા).

૫. તુચ્છૌષધિ ભક્ષણતા (તુચ્છોસહિભક્ખણયા).

**૧. સચિત્તાહાર (સચિત્તાહારે)**—અચિત્તના ત્યાગી શ્રાવક જો સચિત્ત વસ્તુનો અજાણપણે આહાર કરે અથવા સચિત્ત વસ્તુના પરિમાણ ઉપરાંત સચિત્ત વસ્તુનો આહાર કરે તે સચિત્તાહાર અતિચાર છે. જાણવા છતાં કરે તો અનાચાર છે.

**૨. સચિત્ત પ્રતિબદ્ધાહાર (સચિત્ત પડિબદ્ધાહારે)**—સચિત્ત વૃક્ષાદિને વિષે ગુંદર અથવા પાકેલાં ફળ પ્રમુખ બંધાયેલ હોય તેનું ભક્ષણ કરવું તે.

**૩. અપક્વૌષધિ-ભક્ષણતા (દુપ્પઉલિઓસહિભક્ખણયા)**—અગ્નિમાં પૂરો પાકેલ નથી એવો આહાર એટલે કાંઈક સચિત્ત અને કાંઈક અચિત્ત આહાર કે ઔષધિનું ભક્ષણ કરવું તે.

**૪. દુષ્પક્વૌષધિ-ભક્ષણતા (દુપ્પઉલિઓસહિભક્ખણયા)**—દુષ્પક્વ આહાર ખાવો. જેમકે પોંક, ભડથું વગેરે.

૫. તુચ્છૌષધિ-ભક્ષણતા (તુચ્છોસહિભકખણયા)—તુચ્છ આહાર (અલ્પ તુષ્ટિ અને બહુ વિરાધના યુક્ત આહાર) કરવો તે; બોર, મગફળી વગેરે.

—ઉપાસક દશાંગ સૂત્ર અધ્ ૧
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૨૮૧

નોંધ-પંદર કર્માદાનનું વિવેચન આગળ પંદરના બોલમાં આવશે

## ૩૧૨-અણટ્ઠ દંડ વેરમણં (અનર્થ દંડ વિરમણ) ગુણ-વ્રતના પાંચ અતિચાર

૧. કંદર્પ (કંદપ્પે)

૨. કૌત્કુચ્ય (કુકકુઈએ)

૩. મૌખર્ય (મોહરિએ).

૪. સયુક્તાધિકરણ (સંજુત્તાહિગરણે).

૫. ઉપભોગ-પરિભોગાતિરિક્ત (ઉવભોગપરિભોગાઇરિત્તે)

૧. કંદર્પ (કંદપ્પે)—રાગ, કામ ઉત્પન્ન કરનાર હાસ્ય મિશ્રિત મોહોદ્દીપક મજાક કરવી તે કંદર્પ અતિચાર છે

૨. કૌત્કુચ્ય (કુકકુઈએ)—પ્રમાદથી ભાંડની જેમ મુખ, નયન, ઓષ્ઠ, ભમર વડે વિકાર-પરિહાસ્ય યુક્ત ક્રિયા-કુચેષ્ટા કરવી તે કૌત્કુચ્ય અતિચાર છે.

૩. મૌખર્ય (મોહરિએ)—ધુષ્ટતાઈ આદિથી મુખનું નિરર્થક વાચાળપણું-બહુ બોલવાપણું તે મૌખર્ય અતિચાર છે.

૪. સંયુક્તાધિકરણ (સંજુત્તાહિગરણે)—કાર્યમાં સમર્થ એવાં અધિકરણ, ધનુષ અને બાણ, વાંસલો અને કુહાડી, ઘંટી, એવાં બીજાં અધિકરણ જે સંયુક્ત કામ લાગે છે તે એકસાથે રાખવાં તે સંયુક્તાધિકરણ અતિચાર છે.

૫. ઉપભોગ-પરિભોગાતિરિક્ત (ઉવભોગ-પરિભોગાઈરિત્તે)—ઉપભોગ પરિભોગની વસ્તુઓમાં આસક્તિ રાખી તેમને પોતાના તથા આત્મીય જનોના ઉપભોગથી અધિક રાખવાં, જેવાં કે તેલ, પુષ્પ, વસ્ત્ર, આભૂષણ, અશન, પાન, ખાદિમ, સ્વાદિમ આદિ.

—ઉપાસક દશાંગ સૂત્ર

## ૩૧૩-સામાઇય વયં (સામાયિક) શિક્ષાવ્રતના પાંચ અતિચાર

૧. મનોદુષ્પ્રણિધાન (મણદુપ્પણિહાણે),
૨. વાગ્દુષ્પ્રણિધાન (વઇદુપ્પણિહાણે),
૩. કાય દુષ્પ્રણિધાન (કાય દુપ્પણિહાણે),
૪. સામાયિકસ્ય સ્મૃત્યકરણ (સામાઇયસ્સ સઈ અકરણયા),
૫. અનવસ્થિત સામાયિક કરણ (સામાઇયસ્સ અણવટ્ઠિયસ્સ કરણયા)

૧. મનોદુષ્પ્રણિધાન (મણદુપ્પણિહાણે)—મનથી અશુભ ચિંતન કરવું તે.

૨. વાગ્દુષ્પ્રણિધાન (વઇદુપ્પણિહાણે)—વચનથી કર્કશ ભાષા, અથવા સાવદ્ય ભાષા બોલવી તે.

૫. તુચ્છૌષધિ-ભક્ષણતા (તુચ્છોસહિભકખણયા)—તુચ્છ આહાર (અલ્પ તૃપ્તિ અને બહુ વિરાધના યુક્ત આહાર) કરવો તે; બોર, મગફળી વગેરે.

—ઉપાસક દશાંગ સૂત્ર અધ. ૧
—પ્રવચન સારોધ્ધાર ગાથા ૨૮૧

નોંધ-પદર કર્માદાનનું વિવેચન આગળ પંદરના બોલમાં આવશે.

## ૩૧૨-અણટ્ઠ દંડ વેરમણં (અનર્થ દંડ વિરમણ) ગુણ-વ્રતના પાંચ અતિચાર

૧. કંદર્પ (કંદપ્પે).

૨. કૌત્કુચ્ય (કુક્કુઈએ)

૩. મૌખર્ય (મોહરિએ).

૪. સંયુક્તાધિકરણ (સંજુત્તાહિગરણે).

૫. ઉપભોગ-પરિભોગાતિરિક્ત (ઉવભોગપરિભોગાઇરિત્તે)

૧. કંદર્પ (કંદપ્પે)—રાગ, કામ ઉત્પન્ન કરનાર હાસ્ય-મિશ્રિત મોહોદ્દીપક મજાક કરવી તે કંદર્પ અતિચાર છે.

૨. કૌત્કુચ્ય (કુક્કુઈએ)—પ્રમાદથી ભાંડની જેમ મુખ, નયન, ઓષ્ઠ, ભમર વડે વિકાર-પરિહાસ્ય યુક્ત ક્રિયા-કુચેષ્ટા કરવી તે કૌત્કુચ્ય અતિચાર છે.

૩. મૌખર્ય (મોહરિએ)—ધુચ્ચાઈ આદિથી મુખનું નિરર્થક વાચાળપણું-બહુ બોલવાપણું તે મૌખર્ય અતિચાર છે.

૪. સંયુક્તાધિકરણ (સંજુત્તાહિગરણે)—કાર્યમાં સમર્થ એવાં અધિકરણ, ધનુપ અને બાણ, વાંસલો અને કુહાડી, ઘંટી, એવાં બીજાં અધિકરણ જે સંયુક્ત કામ લાગે છે તે એકસાથે રાખવાં તે સંયુક્તાધિકરણ અતિચાર છે.

૫. ઉપયોગ-પરિભોગાતિરિક્ત (ઉવભોગ-પરિભોગાઇ-રિત્તે)—ઉપભોગ પરિભોગની વસ્તુઓમા આસક્તિ રાખી તેમને પોતાના તથા આત્મીય જનોના ઉપભોગથી અધિક રાખવાં, જેવાં કે તેલ, પુષ્પ, વસ્ત્ર, આભૂષણ, અશન, પાન, ખાદિમ, સ્વાદિમ આદિ.

—ઉપાસક દશાંગ સૂત્ર

## ૩૧૩-સામાઇય વયં (સામાયિક) શિક્ષાવ્રતના પાંચ અતિચાર

૧. મનોદુષ્પ્રણિધાન (મણદુપ્પણિહાણે),
૨. વાગ્દુષ્પ્રણિધાન (વઇદુપ્પણિહાણે),
૩. કાય દુષ્પ્રણિધાન (કાય દુપ્પણિહાણે),
૪. સામાયિકસ્ય સ્મૃત્યકરણ (સામાઇયસ્સ સઇ અકરણયા),
૫. અનવસ્થિત સામાયિક કરણ (સામાઇયસ્સ અણવટ્ઠિયસ્સ કરણયા)

૧. મનોદુષ્પ્રણિધાન (મણદુપ્પણિહાણે)—મનથી અશુભ ચિંતવન કરવું તે.

૨. વાગ્દુષ્પ્રણિધાન (વઇદુપ્પણિહાણે)—વચનથી કર્કશ ભાષા, અથવા સાવદ્ય ભાષા બોલવી તે.

૩. કાય દુષ્પ્રણિધાન (કાય દુપ્પણિહાણે)—કાયાથી અશુભ પ્રવૃત્તિ, યત્ના રહિત ગમન, યત્ના રહિત જમીન ઉપર હાથ, પગ વગેરે રાખવા તે.

૪. સામાયિકનું સ્મૃત્યકરણ(સામાઈયસ્સ સઈ અકરણયા) —સામાયિકની સ્મૃતિ ન રાખવી અર્થાત્ ઉપયોગ ન રાખવો તે

૫. અનવસ્થિત સામાયિક કરણ (સામાઈયસ્સ અણવટ્ઠિયસ્સ કરણયા)—સામાયિક અવ્યવસ્થિતપણે કરવું તે. અપૂર્ણ કાળે પારવું તે. વેઠની જેમ કરવું તે.

—ઉપાસક દશાંગ સૂત્ર
—હરિભદ્રીય આવશ્યક

## ૩૧૪-દેશાવગાશિક શિક્ષાવ્રતના પાંચ અતિચાર

૧. આનયન પ્રયોગ (આણવણ પ્પઓગે),
૨. પ્રેષ્ય પ્રયોગ (પેસવણ પ્પઓગે),
૩. શબ્દાનુપાત (સદ્દાણુવાએ),
૪. રૂપાનુપાત (રૂવાણુવાએ)
૫. બહિઃ પુદ્‌ગલ પ્રક્ષેપ (બહિયા પુગ્ગલ પક્ખેવે).

૧. આનયન પ્રયોગ (આણવણ પ્પઓગે)—નિયમિત હદની બહારથી કોઈ ચીજ અન્ય પાસે મંગાવવી તે.

૨. પ્રેષ્ય પ્રયોગ (પેસવણ પ્પઓગે)—નિયમિત હદની બહાર કોઈ ચીજ અન્ય દ્વારા મોકલવી તે.

૩. શબ્દાનુપાત (સદ્દાણુવાએ)—નિયમિત હદની બહારથી કોઈને શબ્દ, ખાસી, ખોખારા આદિ પ્રયોગથી બોલાવી પોતાનું કાર્ય જણાવવું તે.

૪. રૂપાનુપાત (રૂવાણુવાએ)—નિયમિત ક્ષેત્રની બહારથી કોઈને બોલાવવાની ઈચ્છાએ વ્રતભંગના ભયથી સ્વયં નહિ જતા મુખ આદિ અંગ દેખાડી યા પદાર્થવિશેષનુ રૂપ બતાવી કામ કરાવવું તે.

૫. બહિઃ પુદ્ગલ પ્રક્ષેપ (બહિયા પુગ્ગલ પક્ખેવે)—નિયમિત ક્ષેત્રની બહાર પથ્થર, કાકરી આદિ ફેંકી ત્યાથી જાણીતી વ્યક્તિને બોલાવવી તે.

—ઉપાસક દશાંગ
—ધર્મસંગ્રહ
—હરિભદ્રીય આવશ્યક
—આત્મારામજીકૃત ગુજરાતી પ્રતિક્રમણ

## ૩૧૫-પ્રતિપૂર્ણ પૌષધ (પડિપુણ્ણપોસહોવવાસ વયં) શિક્ષાવ્રતના પાંચ અતિચાર

૧. અપ્રત્યુપેક્ષિત દુષ્પ્રત્યુપેક્ષિત શય્યા સંસ્તારક
(અપ્પડિલેહિય દુપ્પડિલેહિય સિજ્જા સંથારએ).

૨. અપ્રમાર્જિત દુષ્પ્રમાર્જિત શય્યા સંસ્તારક
(અપ્પમજ્જિય દુપ્પમજ્જિય સિજ્જા સંથારએ)

૩. અપ્રત્યુપેક્ષિત દુષ્પ્રત્યુપેક્ષિત ઉચ્ચાર પ્રસ્રવણ ભૂમિ
(અપ્પડિલેહિય દુપ્પડિલેહિય ઉચ્ચાર પાસવણ ભૂમિ).

## ૩૧૯-અતિથિ સંવિભાગ (અતિહિ સંવિભાગ વયં) શિક્ષાવ્રતના પાંચ અતિચાર

૧. સચિત્ત નિક્ષેપ (સચિત્ત નિક્ખેવણયા),
૨. સચિત્ત પિધાન (સચિત્ત પિહણયા),
૩. કાલાતિક્રમ (કાલાઇક્કમે),
૪. પરવ્યપદેશ (પરવવએસે),
૫. મત્સરિતા (મચ્છરિયા).

**૫. મત્સરિતા (મચ્છરિયા)**—અમુક પુરષે દાન આપ્યું છે. શું હું તેથી કૃપણ કે હીન છું? આ પ્રમાણે ઈર્ષાભાવથી દાન આપવાની પ્રવૃત્તિ કરવી તે. અથવા ગુસ્સે થઈને આપવું અથવા વસ્તુ હોય છતાં ના પાડવી: અથવા કષાય કલુષિત ચિત્તથી સાધુને દાન આપવું તે.

—ઉપાસક દશાંગ
—હરીભદ્રીય આવશ્યક
—શ્રી માયાણીકૃત ગુજરાતી પ્રતિક્રમણ

## ૩૧૭-અપશ્ચિમ મારણાન્તિકી સંલેખનાના પાંચ અતિચાર

અંતિમ મરણ સમયમા શરીર અને કષાયાદિને કૃશ કરનાર તપવિશેષ અપશ્ચિમ મારણાન્તિકી સંલેખના છે. તેના પાંચ અતિચાર નીચે પ્રમાણે છે:-

૧. ઇહલોકાશંસા પ્રયોગ (ઇહલોગાસંસ પ્પઓગે),
૨. પરલોકાશંસા પ્રયોગ (પરલોગાસંસ પ્પઓગે),
૩. જીવિતાશંસા પ્રયોગ (જીવિયાસંસ પ્પઓગે),
૪. મરણાશંસા પ્રયોગ (મરણાસંસ પ્પઓગે),
૫. કામભોગાશંસા પ્રયોગ (કામભોગાસંસ પ્પઓગે).

**૧. ઇહલોકાશંસા પ્રયોગ (ઇહલોગાસંસ પ્પઓગે)**—જન્માન્તરે આ મનુષ્ય-લોકના અભિલાષ-પ્રયોગ-સુખની વાંછના કરવી તે, જેમકે હું મોટો રાજા, મંત્રી, સેનાપતિ, શેઠ વગેરે થાઉં.

૨. પરલોકાશંસા પ્રયોગ (પરલોગાસંસ પ્પઓગે)—પર-લોકના સુખની વાંછના કરવી તે, જેમકે જન્માંતરે હું દેવ, ઇન્દ્ર વગેરે થાઉં

૩. જીવિતાશંસા પ્રયોગ (જીવિયાસંસ પ્પઓગે)—બહુ પરિવાર અને લોક પ્રશંસાના મોહ, કીર્તિ નિમિત્તે અધિક જીવિત રહેવાની ઇચ્છા કરવી તે

૪. મરણાશંસા પ્રયોગ (મરણાસંસ પ્પઓગે)—અનશન કરીને પ્રશંસા નહિ થવાથી ક્ષુધા આદિના કષ્ટથી કંટાળી શીઘ્ર મરણની વાંછના કરવી તે

૫. કામભોગાશંસા પ્રયોગ (કામભોગાસંસ પ્પઓગે)—અનશન કરીને મનુષ્ય અને દેવતા સંબંધી કામ અર્થાત્ શબ્દ અને રૂપ; અને ભોગ અર્થાત્ ગંધ, રસ અને સ્પર્શની પ્રાપ્તિ અર્થે ચિંતવના કરવી તે.

—ઉપાસક દશાંગ
—આચાર્યકૃત પ્રતિક્રમણસૂત્ર

## ૩૧૮-શ્રાવકના પાંચ અભિગમ

ઉપાશ્રયની હદમાં પહોંચતાં જ શ્રાવકોએ પાંચ અભિગમોનું પાલન કરવું જોઈએ. સાધુ મુનિરાજની પાસે જતાં પાળવાના નિયમો અભિગમ કહેવાય છે. તે પાંચ છે:-

૧. સચિત્ત દ્રવ્ય જેમકે પુષ્પ, પાન વગેરેનો ત્યાગ.
૨. અચિત્ત દ્રવ્ય જેમકે વસ્ત્ર વગેરે મર્યાદિત કરવાં.

૩. એક ખેસ રાખીને, અર્થાત્ ખેસને જનોઈની પેઠે રાખીને,
૪. મુનિરાજ દૃષ્ટિગોચર થતા જ હાથ જોડવા.
૫. મનને એકાગ્ર કરવુ

—ભગવતીશતક ૨ ઉદ્દેશા ૫, સૂ૰ ૧૦૯.

## ૩૧૯-ચારિત્રની વ્યાખ્યા અને ભેદ

ચારિત્ર મોહનીય કર્મના ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમથી થતા વિરતિ પરિણામોને ચારિત્ર કહે છે.

અન્ય જન્મમા ગ્રહણ કરેલ કર્મ સંચયને દૂર કરવા મોક્ષાભિલાષી આત્માનુ સર્વ સાવદ્ય યોગથી નિવૃત્ત થવુ તે ચારિત્ર કહેવાય છે તેના પાચ ભેદ –

૧ સામાયિક ચારિત્ર, ૨. છેદોપસ્થાપનિક ચારિત્ર,
૩. પરિહાર વિશુદ્ધિ ચારિત્ર, ૪ સૂક્ષ્મ સંપરાય ચારિત્ર,
૫. યથાખ્યાત ચારિત્ર.

**૧. સામાયિક ચારિત્ર**—સમભાવમા રહેવા માટે બધી અશુદ્ધ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો તે સામાયિક ચારિત્ર

સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ અને નિરવદ્ય વ્યાપારનું સેવન કરવુ તે સામાયિક ચારિત્ર છે.

રાગદ્વેષ રહિત ક્રિયા અનુષ્ઠાનને સામાયિક ચારિત્ર કહે છે, જે ભવાટવીમા ભ્રમણ કરવાથી પેદા થતા ક્લેશનો પ્રતિક્ષણ નાશ કરે છે, નિરૂપમ સુખ આપે છે અને જ્ઞાન, દર્શન, ચારિત્રની પર્યાયોને પ્રાપ્ત કરાવે છે સામાયિકના બે ભેદ છેઃ-

ઈત્વર કાલિક સામાયિક—અલ્પકાલિન સામાયિક. ભવિષ્યમાં બીજી વખત અપાતા સામાયિક વ્રતને પૂર્વે જે અલ્પ કાળ માટે અપાય છે તે ઈત્વર કાલિક સામાયિક કહેવાય છે. પહેલા અને અંતિમ તીર્થંકર ભગવાનના તીર્થમાં જ્યાં સુધી શિષ્યમાં મહાવ્રતનું આરોપણ ન કરવામાં આવે ત્યાં સુધી તે શિષ્યની ઈત્વર કાલિક સામાયિક સમજવી.

યાવત્કથિક સામાયિક—એટલે કે નિરતિચાર, યાવત્ જીવન સામાયિક રહે તે યાવત્કથિક સામાયિક છે. પહેલા અને અંતિમ તીર્થંકરો સિવાયના બાકીના બાવીસ તીર્થંકરો અને મહાવિદેહ ક્ષેત્રના તીર્થંકરોના સાધુઓને યાવત્કથિક સામાયિક હોય છે. તેમને બીજી વખત સામાયિક વ્રત અપાતું નથી.

**૨. છેદોપસ્થાપનિક ચારિત્ર**—પૂર્વના દીક્ષાપર્યાયનો છેદ કરી જે પોતાના આત્માને પાંચ મહાવ્રતરૂપ ધર્મમાં સ્થાપે તે, છેદોપસ્થાપનિક ચારિત્ર છે. આ ચારિત્ર ભરત અને ઐરાવત ક્ષેત્રના પ્રથમ અને ચરમ તીર્થંકરોના તીર્થમાં હોય છે, શેષ તીર્થંકરોના તીર્થમાં હોતું નથી.

છેદોપસ્થાપનિક ચારિત્રના બે ભેદ છે:—

૧. નિરતિચાર છેદોપસ્થાપનિક ચારિત્ર,
૨. સાતિચાર છેદોપસ્થાપનિક ચારિત્ર.

નિરતિચાર છેદોપસ્થાપનિક—પ્રથમ દીક્ષિત સાધુને અને એક તીર્થમાંથી બીજા તીર્થમાં પ્રવેશ કરનાર સાધુને ફરીને મહાવ્રતો આપવાં પડ્યા હોય તે નિરતિચાર છેદોપસ્થાપનિક ચારિત્ર છે.

સાતિચાર છેદોપસ્થાપનિક ચારિત્ર—અતિચાર યુક્ત થવાથી મૂળ ગુણનો ઘાત કરનાર સાધુની દીક્ષાપર્યાય છેદી ફરી મહાવ્રતોનું આરોપણ કરવું પડે તે સાતિચાર છેદોપસ્થાપનિક ચારિત્ર છે.

૩. **પરિહાર વિશુદ્ધિ ચારિત્ર**—જે ચારિત્રમાં પરિહાર-તપ-વિશેષથી કર્મનિર્જરારૂપ આત્માની શુદ્ધિ થાય તેને પરિહાર વિશુદ્ધિ ચારિત્ર કહે છે. અથવા—

જે ચારિત્રમા અનેષણીયાદિનો પરિત્યાગ વિશેષ રૂપથી શુદ્ધ હોય છે તે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર છે.

સ્વયં તીર્થંકર ભગવાન પાસે, અથવા તીર્થંકર ભગવાન પાસે રહીને પહેલાં જેણે પરિહાર વિશુદ્ધિ ચારિત્ર અંગીકાર કર્યું હોય તેની પાસે આ ચારિત્ર લેવામાં આવે છે. નવ સાધુનો ગણ પરિહાર તપ અંગીકાર કરે છે. તેમાંથી ચાર તપ કરે છે જે પારિહારિક કહેવાય છે. ચાર વૈયાવૃત્ય કરે છે જે અનુપારિહારિક કહેવાય છે, અને એક કલ્પસ્થિત અર્થાત્ ગુરુ રૂપે રહે છે, જેની પાસે પારિહારિક અને અનુપારિહારિક સાધુ આલોચના, વંદના, પ્રત્યાખ્યાન આદિ કરે છે.

પારિહારિક સાધુ ગ્રીષ્મ ઋતુમાં જઘન્ય એક ઉપવાસ, મધ્યમ બે અને ઉત્કૃષ્ટ ત્રણ ઉપવાસ તપ કરે છે. શિશિર કાળમાં જઘન્ય બે, મધ્યમ ત્રણ અને ઉત્કૃષ્ટ ચાર ઉપવાસ તપ કરે છે. વર્ષા ઋતુમા જઘન્ય ત્રણ, મધ્યમ ચાર અને ઉત્કૃષ્ટ પાંચ ઉપવાસ તપ કરે છે. બાકી ચાર અનુપારિહારિક અને કલ્પસ્થિત, એમ કુલ પાંચ સાધુ પ્રાયઃ નિત્ય ભોજન કરે છે. તેઓ ઉપવાસ કરતા નથી, પણ હમેશાં આયંબિલ કરે છે. આ પ્રમાણે પારિહારિક સાધુ છ માસ સુધી તપ

કરે છે. ૭ માસ તપ કર્યા બાદ તેઓ અનુપારિહારિક અર્થાત્ વૈયાવૃત્ય કરનાર બને છે અને વૈયાવૃત્ય કરનાર સાધુ પારિહારિક બને છે અર્થાત્ તપ કરવા માંડે છે. આ ક્રમ પણ પૂર્વવત્ ૭ માસ સુધી ચાલે છે. આ પ્રમાણે આઠ સાધુનું તપ પૂર્ણ થયે તેમાંના એકને ગુરુપદે સ્થાપિત કરવામાં આવે છે, અને બાકીના સાત વૈયાવૃત્ય કરે છે, અને ગુરુપદે રહેલા સાધુ પણ તપ કરવાનું શરૂ કરે છે. તેઓ પણ ૭ માસ સુધી તપ કરે છે. આ પ્રમાણે અઢાર માસમાં આ પરિહાર તપનું કલ્પ પૂર્ણ થાય છે. પરિહાર તપ પૂર્ણ થયે તે સાધુઓ કાં તો એ કલ્પનો પુનઃ પ્રારંભ કરે છે અથવા જિનકલ્પ ધારણ કરી લે છે અથવા ગચ્છમાં પાછા આવે છે. આ ચારિત્ર છેદોપસ્થાપનિક ચારિત્રવાળાને જ હોય છે, અન્યને નહિ.

પરિહાર વિશુદ્ધિ ચારિત્રના બે પ્રકાર છેઃ—

૧. નિર્વિશ માનક—એટલે કે તપ કરનાર તેનું ચારિત્ર નિર્વિશ્ય માનક પરિહાર વિશુદ્ધિ ચારિત્ર કહેવાય છે.

૨. નિર્વિષ્ટ કાયિક—તપ કર્યા બાદ વૈયાવૃત્ય કરનાર અનુપારિહારિક સાધુ તથા તપ કર્યા બાદ ગુરુપદે રહેલ સાધુ નિર્વિષ્ટ કાયિક સાધુ કહેવાય છે. તેનું ચારિત્ર નિર્વિષ્ટ કાયિક પરિહાર વિશુદ્ધિ ચારિત્ર કહેવાય છે.

૪. **સૂક્ષ્મ સંપરાય ચારિત્ર**—સંપરાય એટલે કષાય. જે ચારિત્રમાં ક્રોધ આદિ કષાય ઉદયમાન નથી હોતા, પણ સૂક્ષ્મ સંપરાય અર્થાત્ સંજ્વલનના લોભનો અંશ અતિ સૂક્ષ્મરૂપે રહે છે તેને સૂક્ષ્મ સંપરાય ચારિત્ર કહે છે. તેના બે પ્રકાર છેઃ—

૧. વિશુધ્ધ્ય માનક સૂક્ષ્મ સંપરાય ચારિત્ર,
૨. સંકિલસ્ય માનક સૂક્ષ્મ સંપરાય ચારિત્ર.

ઉપશમ શ્રેણી કે ક્ષપક શ્રેણી પર ચડતા સાધુના પરિણામ ઉત્તરોત્તર શુદ્ધ રહેવાથી તેનું સૂક્ષ્મ સંપરાય ચારિત્ર વિશુધ્ધ્યમાન કહેવાય છે.

ઉપશમ શ્રેણીથી નીચે પડતા સાધુના પરિણામ સંક્લેશ યુક્ત હોવાથી તેનું સૂક્ષ્મ સંપરાય ચારિત્ર સંકિલશ્યમાન કહેવાય છે.

**૫. યથાખ્યાત ચારિત્ર**—સર્વથા કષાયનો ઉદય ન હોવાથી અતિચાર રહિત પારમાર્થિકરૂપથી પ્રસિદ્ધ ચારિત્રને યથાખ્યાત ચારિત્ર કહે છે. અથવા અકષાયી સાધુના નિરતિચાર યથાર્થ ચારિત્રને યથાખ્યાત ચારિત્ર કહે છે.

યથાખ્યાત ચારિત્રના બે પ્રકાર છે: (૧) છદ્મસ્થ એટલે હજુ જેને કેવળ જ્ઞાન થયું નથી તેવા અને (૨) કેવળી. અથવા ઉપશાંત મોહ અને ક્ષીણ મોહ, અથવા પ્રતિપાતી અને અપ્રતિપાતી એવા બબ્બે ભેદ યથાખ્યાત ચારિત્રના છે. સયોગી કેવળી અને અયોગી કેવળીના ભેદથી પણ યથાખ્યાત ચારિત્રના બે પ્રકાર છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેસા ૨, સૂત્ર ૪૨૮.
—અનુયોગદ્વાર
—અભિધાન રાજેન્દ્ર કોષ
—વિશેષાવશ્યક ભાષ્ય

## ૩૨૭-મહાવ્રતની વ્યાખ્યા અને ભેદ

દેશવિરતિ શ્રાવકની અપેક્ષાએ મહાન ગુણવાન સાધુ મુનિરાજનાં સર્વવિરતિરૂપ વ્રતોને મહાવ્રત કહે છે. મહાવ્રત પાંચ છે:—

૧. પ્રાણાતિપાત વિરમણ મહાવ્રત,
૨. મૃષાવાદ વિરમણ મહાવ્રત,
૩. અદત્તાદાન વિરમણ મહાવ્રત,
૪. મૈથુન વિરમણ મહાવ્રત,
૫. પરિગ્રહ વિરમણ મહાવ્રત.

**૧. પ્રાણાતિપાત વિરમણ મહાવ્રત**—પ્રમાદપૂર્વક સૂક્ષ્મ અથવા બાદર, ત્રસ અથવા સ્થાવરરૂપ સમસ્ત જીવોની પાચ ઇન્દ્રિય, મન, વચન, કાયા, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્યરૂપ દશ પ્રાણોમાંથી કોઈ પણ પ્રાણનો અતિપાત (નાશ) કરવો તે પ્રાણાતિપાત છે. સમ્યગ્જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક જીવન પર્યંત પ્રાણાતિપાતથી ત્રણ કરણ અને ત્રણ યોગથી નિવૃત્ત થવું તે પ્રાણાતિપાત વિરમણરૂપ મહાવ્રત છે.

**૨. મૃષાવાદ વિરમણ મહાવ્રત**—પ્રિયકારી, પથ્યકારી અને સત્ય વચનને છોડી કષાય, ભય, હાસ્ય આદિને વશ થઈ અસત્ય, અપ્રિય અને અહિતકારી વચન બોલવા તે મૃષાવાદ છે. સૂક્ષ્મ અને બાદરના ભેદથી અસત્ય વચન બે પ્રકારે છે. સદ્ભાવ પ્રતિષેધ, અસદ્ભાવોદ્ભાવન.

**નોંધ:** અર્થાન્તર અને ગર્હાના ભેદથી અસત્ય વચનના ચાર ભેદ પણ છે. અસત્ય વચનના ચાર ભેદ અને તેની વ્યાખ્યા બોલ નં ૨૭૪ મા આપવામાં આવી છે.

ચોરને ચોર કહેવો, કોઢીઆને કોઢીઓ કહેવો, કાણાને કાણો કહેવો આદિ અપ્રિય વચન છે. શિકારીના પૂછવાથી કે 'આ બાજુથી મૃગ ગયો?' તેનો ઉત્તર આપતા મૃગ કઈ બાજુ ગયો તે બતાવવું

તે અહિત વચન છે. ઉક્ત અપ્રિય અને અહિત બન્ને વચનો વ્યવહારમાં સત્ય હોવા છતા પણ પરપીડાકારી હોવાથી અને પ્રાણીઓની હિંસારૂપ પાપના હેતુ હોવાથી સાવદ્ય છે. એટલે હિંસારૂપ હોવાથી વાસ્તવિક રીતે અસત્ય છે. એવા અસત્યથી જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગથી નિવૃત્ત થવું તે મૃષાવાદ વિરમણરૂપ બીજું મહાવ્રત છે.

૩. અદત્તાદાન વિરમણ મહાવ્રત—કોઈ પણ જગ્યા ગ્રામ, નગર, અરણ્ય આદિમાંથી સચિત્ત, અચિત્ત, અલ્પ, બહુ, અણુ, સ્થૂળ આદિ વસ્તુને તેના સ્વામીની આજ્ઞા વિના લેવી તે અદત્તાદાન છે. આ અદત્તાદાન સ્વામી, જીવ, તીર્થંકર અને ગુરુના ભેદથી ચાર પ્રકારનુ છે.—

૧. સ્વામીએ આપ્યા વિના તૃણ, કાષ્ઠ આદિ વસ્તુ લેવી તે સ્વામી અદત્તાદાન છે

૨. કોઈ સચિત્ત વસ્તુ સ્વામીએ આપી દીધી હોય, પરંતુ તે વસ્તુના અધિષ્ઠાતા જીવની આજ્ઞા વિના લેવી તે જીવ અદત્તાદાન છે. જેમકે માતા પિતા અથવા સંરક્ષક દ્વારા પુત્રાદિની શિષ્ય તરીકે ભિક્ષા આપવા છતાં, તેના દીક્ષા લેવાના પરિણામ ન હોવા છતા તેની અનુમતિ લીધા સિવાય તેને દીક્ષા આપી દેવી તે જીવ અદત્તાદાન છે. એ પ્રમાણે સચિત્ત પૃથ્વી આદિ તેના સ્વામીએ આપ્યા છતા પૃથ્વીકાયના સ્વામી જીવની આજ્ઞા ન હોવાથી તેને ભોગવવાથી જીવ અદત્તાદાન છે આ પ્રમાણે સચિત્ત વસ્તુને ભોગવવાથી પ્રથમ મહાવ્રતની સાથેસાથે ત્રીજું મહાવ્રત પણ તૂટે છે.

૩. તીર્થંકર દેવે પ્રતિષેધ કરેલ આધાકર્માદિ આહાર ગ્રહણ કરવો તે તીર્થંકર અદત્તાદાન છે.

૪. સ્વામી દ્વારા નિર્દોષ આહાર-પાણી અપાયા છતાં ગુરુની આજ્ઞા પ્રાપ્ત કર્યા સિવાય તેને ભોગવવાં તે ગુરુ અદત્તાદાન છે.

કોઈ પણ ક્ષેત્ર અને વસ્તુવિષયક ઉક્ત ચારે પ્રકારના અદત્તાદાનથી સદા માટે ત્રણ કરણ અને ત્રણ યોગથી નિવૃત્ત થવું તે અદત્તાદાન વિરમણરૂપ ત્રીજું મહાવ્રત છે.

**૪. મૈથુન વિરમણ મહાવ્રત**—દેવ, મનુષ્ય અને તિર્યંચ સંબંધી દિવ્ય અને ઔદારિક કામ-સેવનનો ત્રણ કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે મૈથુન વિરમણરૂપ ચોથું મહાવ્રત છે.

**૫. પરિગ્રહ વિરમણ મહાવ્રત**—અલ્પ, બહુ, અણુ, સ્થૂળ, સચિત્ત, અચિત્ત આદિ સમસ્ત દ્રવ્યવિષયક પરિગ્રહનો ત્રણ કરણ અને ત્રણ યોગથી ત્યાગ કરવો તે પરિગ્રહ વિરમણરૂપ પાંચમું મહાવ્રત છે મૂર્છા, મમત્વ હોવા તે ભાવ પરિગ્રહ છે અને તે ત્યાજ્ય છે. મૂર્છા ભાવનું કારણ હોવાથી બાહ્ય સઘળી વસ્તુઓ દ્રવ્ય પરિગ્રહ છે અને તે પણ ત્યાજ્ય છે. ભાવ પરિગ્રહ મુખ્ય છે અને દ્રવ્ય પરિગ્રહ ગૌણ. તેથી એવું કહ્યું છે કે જો ધર્મોપકરણ અને શરીર ઉપર યતિને મૂર્છા, મમતા ભાવજનિત રાગભાવ ન હોય તો તેને ધારણ કરવા છતાં અપરિગ્રહી જ છે.

—દશવૈકાલિક અધ. ૪
—ઠાણાંગ ૫, સૂત્ર ૩૮૯
—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃ ૧૨૦થી૧૨૪.
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૫૫૩

## ૩૨૧-પ્રાણાતિપાત વિરમણરૂપ પ્રથમ મહાવ્રતની પાંચ ભાવનાઓ

૩. સાધુએ ઉપાશ્રયની સીમાને સ્પષ્ટ કરી તે પ્રમાણે આજ્ઞા પ્રાપ્ત કરી તેનું સેવન કરવું જોઈએ. તાત્પર્ય એ છે કે એક વખત સ્વામીએ ઉપાશ્રયની આજ્ઞા આપવા છતાં પણ વારંવાર તેનું પરિમાણ સ્પષ્ટ કરી આજ્ઞા પ્રાપ્ત કરવી જોઈએ. ઉપાશ્રય માટે આજ્ઞા હોવા છતાં, ગ્લાનાદિ અવસ્થામાં લઘુ નીત, ગુરુ નીત પરઠવા, હાથ-પગ ધોવા વગેરેનાં સ્થાનોની યાચના કરવી જોઈએ, તેથી દાતાનું દિલ દુઃખ ન પામે.

૪. ગુરુ અથવા રત્નાધિકની આજ્ઞા લઈ આહાર કરવો જોઈએ. આશય એ છે કે સૂત્રોની વિધિ માફક પ્રાસુક એષણીય પ્રાપ્ત થયે આહારને ઉપાશ્રયમા લાવી ગુરુ સમક્ષ આલોચના કરી તેમને આહાર બતાવી, સાધુમંડળી સાથે અથવા એકલા ખાવો જોઈએ. ધર્મના સાધનભૂત અન્ય ઉપકરણોનું ગ્રહણ અને તેનો ઉપયોગ પણ ગુરુ-આજ્ઞા લઈને જ થવાં જોઈએ.

૫. ઉપાશ્રયમાં રહેલા સમાન આચારવાળા સંભોગી સાધુઓ પાસેથી નિયત ક્ષેત્ર અને કાળ માટે ઉપાશ્રયની આજ્ઞા મેળવી ત્યાં રહેવું અને ભોજનાદિ કરવું જોઈએ, અન્યથા ચોરીનો દોષ લાગે છે.

## ૩૨૪-મૈથુન વિરમણરૂપ ચતુર્થ મહાવ્રતની પાંચ ભાવનાઓ

૧. બ્રહ્મચારીએ આહાર સંબંધમાં સંયમ રહેવું જોઈએ. અતિ સ્નિગ્ધ, સરસ આહાર કરવો નહિ, ન પરિમાણથી અધિક આહાર લેવો. અન્યથા બ્રહ્મચર્યની વિરાધના થવા સંભવ છે. યોગ્ય માત્રાથી અધિક આહાર તો બ્રહ્મચર્ય સિવાય શરીર માટે પણ પીડાકારી છે.

૨. બ્રહ્મચારીએ શરીરની વિભૂષા અર્થાત્ શોભા, શુશ્રૂષા કરવી નહિ સ્નાન, વિલેપન, કેશ ઓળવા વગેરે શરીરની સજાવટમાં દત્તચિત્ત સાધુનું હંમેશાં ચંચળ ચિત્ત રહે છે અને તેથી વિકાર ઉત્પન્ન થાય છે. તેથી ચોથા વ્રતની વિરાધના પણ થઈ શકે છે.

૩. સ્ત્રી અને તેના મનોહર મુખ, નેત્ર આદિ અંગોને કામવાસનાની દૃષ્ટિથી નિરખવાં નહિ વાસનાથી ભરેલ દૃષ્ટિથી જોતાં બ્રહ્મચર્યનુ ખંડન થવા સંભવ છે.

૪. સ્ત્રીઓ સાથે પરિચય રાખવો નહિ સ્ત્રી, પશુ, નપુંસકથી સંબંધિત ઉપાશ્રય, શયન, આસન આદિનુ સેવન કરવું નહિ અન્યથા બ્રહ્મચર્યવ્રતનો ભંગ સંભવિત છે.

૫ તત્ત્વજ્ઞ મુનિ સ્ત્રીવિષયક કથા કરે નહિ. સ્ત્રીકથામાં આસક્ત સાધુનું ચિત્ત વિકૃત બની જાય છે. સ્ત્રીકથાને બ્રહ્મચર્ય માટે ઘાતક સમજી બ્રહ્મચારીએ તેથી સદા દૂર રહેવું જોઈએ.

આચારાંગ સૂત્ર અને સમવાયાંગ સૂત્રમા બ્રહ્મચર્ય વ્રતની ભાવનાઓમાં શરીરની શોભા–વિભૂષા ત્યાગ કરવાની જગ્યાએ પૂર્વક્રીડિત અર્થાત્ ગૃહસ્થાવસ્થામાં ભોગવેલા કામભોગ આદિનુ સ્મરણ ન કરવાનુ લખેલ છે. કારણ પૂર્વ રતિ અને ક્રીડાનું સ્મરણ કરવાથી કામાગ્નિ પ્રદીપ્ત થાય છે, જે બ્રહ્મચર્ય માટે ઘાતક છે.

## ૩૨૫-પરિગ્રહ વિરમણરૂપ પાંચમા મહાવ્રતની પાંચ ભાવનાઓ

પાંચે ઇન્દ્રિયોના વિષય-(૧) શબ્દ, (૨) રૂપ, (૩) ગંધ, (૪)

રસ અને (૫) સ્પર્શ-ઇન્દ્રિય-ગોચર થતાં મનોજ્ઞ પર મૂર્ચ્છા-ગૃદ્ધિ ભાવ ન લાવવો, અને અમનોજ્ઞ પર દ્વેષ ન કરવો. જો કે વિષયો ગોચર થતાં ઇન્દ્રિઓ તેને ભોગવે છે જ, પરન્તુ સાધુએ મનોજ્ઞ અને અમનોજ્ઞ વિષયો પર રાગદ્વેષ કરવો જોઈએ નહિ. પાંચમા વ્રતમાં મૂર્ચ્છારૂપ પરિગ્રહનો ત્યાગ કરવામાં આવે છે. તેથી મૂર્ચ્છા-મમત્વ કરવાથી વ્રત ખંડિત થાય છે.

બોલ નં. ૩૧૯ થી બોલ નં. ૩૨૫ સુધી માટે
લીધેલા પ્રમાણો:—
—હરિભદ્રીય આવશ્યક પ્રતિક્રમણાધ્યયન પૃ ૬૫૮
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૬૩૬ થી ૬૪૦, પૃ. ૧૬૭.
—સમવાયાંગ, સમવાય ૨૫
—આચારાંગ સૂત્ર, શ્રુતસ્કંધ ૨, ચૂલા ૩.
—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃ. ૧૨૫.

## ૩૨૬-વેદિકા પ્રતિલેખનાના પાંચ ભેદ

છ પ્રમાદ પ્રતિલેખનામાં છઠ્ઠી વેદિકા પ્રતિલેખના છે. તેના પાંચ પ્રકાર નીચે પ્રમાણે છે:-

૧. ઊર્ધ્વ વેદિકા, ૨. અધો વેદિકા,
૩. તિર્યગ્વેદિકા, ૪. દ્વિધા વેદિકા,
૫. એકતો વેદિકા.

૧. ઊર્ધ્વ વેદિકા—બન્ને ઘૂંટણ ઉપર હાથ રાખી પ્રતિલેખના કરવી તે ઊર્ધ્વ વેદિકા છે.

**૨. અધો વેદિકા**—બન્ને ઘૂંટણો નીચે હાથ રાખી પ્રતિલેખના કરવી તે અધો વેદિકા છે.

**૩. તિર્યગ્વેદિકા**—બન્ને ઘૂટણો પાસે હાથ રાખી પ્રતિલેખના કરવી તે તિર્યગ્વેદિકા છે.

**૪. દ્વિધા વેદિકા**—બન્ને ઘૂટણોને બન્ને ભુજાઓની વચ્ચે રાખી પ્રતિલેખના કરવી તે દ્વિધા વેદિકા છે

**૫. એકતો વેદિકા**—એક ઘૂટણને બન્ને ભુજાઓની વચ્ચે રાખી પ્રતિલેખના કરવી તે એકતો વેદિકા છે.

—ઠાણાંગ ૬, ઉદ્દેશા ૩, સૂત્ર ૫૦૩

## ૩૨૭-પાંચ સમિતિની વ્યાખ્યા અને તેના ભેદ

પ્રશસ્ત એકાગ્ર પરિણામપૂર્વક આગમોક્ત સમ્યક્ પ્રવૃત્તિને સમિતિ કહે છે, અથવા—

પ્રાણાતિપાતથી નિવૃત્ત થવા માટે યતનાપૂર્વક સમ્યક્ પ્રવૃત્તિ કરવી તેને સમિતિ કહે છે. સમિતિ પાંચ છે:—

૧. ઈર્યા સમિતિ, ૨. ભાષા સમિતિ,
૩. એષણા સમિતિ, ૪. આદાન ભંડ માત્ર નિક્ષેપણા સમિતિ,
૫. ઉચ્ચાર પ્રસ્રવણ ખેલ સિંઘાણ જલ્લ પરિસ્થાપનિકા સમિતિ

**૧. ઈર્યા સમિતિ**—જ્ઞાન, દર્શન અને ચારિત્રના નિમિત્તે આગમોક્ત કાળમાં યુગ પરિમાણ ભૂમિને એકાગ્ર ચિત્તથી જોતા રાજમાર્ગ આદિમાં યતનાપૂર્વક ગમનાગમન કરવુ તે ઈર્યા સમિતિ છે.

**૨. ભાષા સમિતિ**—યતનાપૂર્વક ભાષણમાં પ્રવૃત્ત થવું અર્થાત્ આવશ્યકતા હોય ત્યારે ભાષાના દોષોનો પરિહાર કરી સત્ય, હિત, મિત અને અસંદિગ્ધ વચનો બોલવાં તે ભાષા સમિતિ છે.

**૩. એષણા સમિતિ**—ગવેષણ, ગ્રહણ અને ગ્રાસ સંબંધી એષણાના દોષોથી અદૂષિત વિશુદ્ધ આહારપાણી, રજોહરણ, મુખવસ્ત્રિકા આદિ ઔધિક ઉપધિ અને શય્યા, પાટ, પાટલાદિ ઔપગ્રહિક ઉપધિનું ગ્રહણ કરવું તે એષણા સમિતિ છે.

નોંધ—ગવેષણૈષણા, ગ્રહણૈષણા અને ગ્રાસૈષણાનાં સ્વરૂપ બોલ ન. ૯૩મા બતાવ્યા છે.

**૪. આદાન ભંડ માત્ર નિક્ષેપણા સમિતિ**—આસન, સંસ્તારક, પાટ, પાટલા, વસ્ત્ર, પાત્ર, દંડાદિ ઉપકરણોને ઉપયોગપૂર્વક જોઈ, રજોહરણાદિથી પૂંજી લેવાં અને ઉપયોગપૂર્વક જોઈ પૂંજેલી ભૂમિ પર મૂકવા તે આદાન ભંડ માત્ર નિક્ષેપણા સમિતિ છે.

**૫. ઉચ્ચાર પ્રસ્રવણ ખેલ સિંઘાણ જલ્લ પરિસ્થાપનિકા સમિતિ**—જગ્યાના દોષો વર્જી, પરઠવા યોગ્ય લઘુનીત, ગુરુનીત, થૂંક, કફ, નાકનો મળ અને મેલ આદિને નિર્જીવ ઉચિત જગ્યાએ ઉપયોગપૂર્વક પરઠવા તે ઉચ્ચાર પ્રસ્રવણ ખેલ સિંઘાણ જલ્લ પરિસ્થાપનિકા સમિતિ છે.

—સમવાયાંગ ૫
—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૫૭
—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃ. ૧૩૦.
—ઉત્તરાધ્યયન સૂત્ર, અધ. ૨૪.

## ૩૨૮-આચાર પાંચ

મોક્ષ માટે થતા જ્ઞાનાદિના સેવનરૂપ અનુષ્ઠાન વિશેષને આચાર કહે છે, અથવા—

ગુણવૃદ્ધિ માટે કરવામાં આવતા આચરણને આચાર કહે છે, અથવા—

પૂર્વ પુરુષોથી આચરેલ જ્ઞાનાદિ આસેવન વિધિને આચાર કહે છે આચારના પાંચ ભેદ છે:—

૧ જ્ઞાનાચાર, ૨. દર્શનાચાર,
૩. ચારિત્રાચાર, ૪. તપાચાર,
૫. વીર્યાચાર.

**૧. જ્ઞાનાચાર**—સમ્યક્ તત્ત્વનું જ્ઞાન કરવામાં કારણભૂત શ્રુત-જ્ઞાનની આરાધના કરવી તે જ્ઞાનાચાર છે.

**૨ દર્શનાચાર**—દર્શન અર્થાત્ સમ્યક્ત્વનું નિઃશંકિતાદિ રૂપથી શુદ્ધ આરાધન કરવું તે દર્શનાચાર છે.

**૩. ચારિત્રાચાર**—જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક સર્વ સાવદ્ય યોગોનો ત્યાગ કરવો તે ચારિત્ર છે તેનું સેવન તે ચારિત્રાચાર છે.

**૪. તપાચાર**—ઈચ્છા નિરોધ રૂપ અનશન આદિ તપનું સેવન કરવું તે તપાચાર છે.

**૫. વીર્યાચાર**—પોતાની શક્તિનું ગોપન (છુપાવવું તે) નહિ કરતાં ધર્મકાર્યોમાં યથાશક્તિ મન, વચન, કાયા દ્વારા પ્રવૃત્તિ કરવી તે વીર્યાચાર છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૩૨.
—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃષ્ઠ ૧૪૦.

## ૩૨૯-આચાર પ્રકલ્પના પાંચ પ્રકાર

આચારાંગ નામના પ્રથમ અંગના નિશીથ અધ્યયનને આચાર પ્રકલ્પ કહે છે. નિશીથ અધ્યયન આચારાંગ સૂત્રની પાંચમી ચૂલિકા છે. તેના વીશ ઉદ્દેશા છે. તેમાં પાંચ પ્રકારના પ્રાયશ્ચિત્તનું વર્ણન છે. તેથી તેના પાંચ પ્રકાર કહેવાય છે. તે આ પ્રમાણે છેઃ—

૧. માસિક ઉદ્દ્યાતિક, ૨. માસિક અનુદ્દ્યાતિક,
૩. ચૌમાસી ઉદ્દ્યાતિક, ૪. ચૌમાસી અનુદ્દ્યાતિક,
૫. આરોપણા.

**૧. માસિક ઉદ્દ્યાતિક**—ઉદ્દ્યાત અર્થાત્ વિભાગ કરીને જે પ્રાયશ્ચિત્ત આપવામાં આવે છે તે ઉદ્દ્યાતિક પ્રાયશ્ચિત્ત છે. એક માસના ઉદ્દ્યાતિક પ્રાયશ્ચિત્ત માસિક ઉદ્દ્યાતિક છે. તેને લઘુમાસ પ્રાયશ્ચિત્ત પણ કહે છે.

૧. માસના અર્ધા પંદર દિવસ અને માસિક પ્રાયશ્ચિત્તના પૂર્વવર્તી ૨૫ દિવસના અર્ધા ૧૨॥ દિવસ—તે બન્ને મળી ૨૭॥ દિવસ થાય છે. આ પ્રમાણે ભાગ કરી જે એક માસનું પ્રાયશ્ચિત્ત આપવામાં આવે છે તે માસિક ઉદ્દ્યાતિક અથવા લઘુમાસ પ્રાયશ્ચિત્ત છે.

૨. માસિક અનુદ્દઘાતિક—જે પ્રાયશ્ચિત્તના ભાગ ન કરવામાં આવે અર્થાત્ લઘુકરણ ન હોય તે અનુદ્દઘાતિક છે અનુદ્દઘાતિક પ્રાયશ્ચિત્તને ગુરુ પ્રાયશ્ચિત્ત પણ કહે છે. એક માસનુ ગુરુ પ્રાયશ્ચિત્ત અનુદ્દઘાતિક પ્રાયશ્ચિત્ત કહેવાય છે.

૩. ચૌમાસી ઉદ્દઘાતિક—ચાર માસના લઘુ પ્રાયશ્ચિત્તને ચૌમાસી ઉદ્દઘાતિક કહે છે.

૪. ચૌમાસી અનુદ્દઘાતિક—ચાર માસના ગુરુ પ્રાયશ્ચિત્ત ચૌમાસી અનુદ્દઘાતિક કહેવાય છે.

દોષોમાં ઉપયોગ, અનુપયોગ તથા આસક્તિપૂર્વક સેવનની અપેક્ષા તથા દોષોની ન્યૂનાધિકતા પ્રમાણે પ્રાયશ્ચિત્ત પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ રૂપે આપવામાં આવે છે પ્રાયશ્ચિત્તરૂપે તપ પણ કરવામા આવે છે. દીક્ષાનો છેદ પણ કરાય છે. એનો બધો વિસ્તાર છેદ સૂત્રોથી જાણવો.

૫. આરોપણા—એક પ્રાયશ્ચિત્ત ઉપર બીજું પ્રાયશ્ચિત્ત ચડાવવું તે આરોપણા છે. તપ પ્રાયશ્ચિત્ત ૭ માસ સુધી ઉપરાઉપરી આપી શકાય છે, તેથી વધારે નહિ.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૩૩.

## ૩૩૦-આરોપણાના પાંચ ભેદ

૧. પ્રસ્થાપિતા, ૨. સ્થાપિતા, ૩. કૃત્સ્ના,
૪. અકૃત્સ્ના, ૫. હાડાહડા.

**૧. પ્રસ્થાપિતા—** આરોપતા પ્રાયશ્ચિત્તનું પાલન કરવામાં આવે છે તેને પ્રસ્થાપિતા આરોપણા કહે છે.

**૨. સ્થાપિતા—**જે પ્રાયશ્ચિત્ત આરોપણાથી આપેલું છે તેનું વૈયાવૃત્યાદિ કારણોથી તે જ વખતે પાલન ન કરતાં આગળ માટે સ્થાપિત કરવું તે સ્થાપિતા આરોપણા છે.

**૩. કૃત્સ્ના—**દોષોનું પ્રાયશ્ચિત્ત છ માસ ઉપરાંતનુ ન હોવાથી પૂર્ણ સેવન કરવામા આવે અને જે પ્રાયશ્ચિત્તમાં ઘટાડો ન કરવામાં આવે તે કૃત્સ્ના આરોપણા છે.

**૪. અકૃત્સ્ના—**અપરાધનુ બાહુલ્ય હોવાથી છ માસથી અધિક આરોપણા પ્રાયશ્ચિત્ત આવવા છતાં ઉપરના પ્રાયશ્ચિત્તના જે દિવસો છે તેને જેમાં ઓછા કરી દેવામાં આવે તે અકૃત્સ્ના આરોપણા છે.

**૫. હાડાહડા—**લઘુ અથવા ગુરુ એક, બે, ત્રણ આદિ માસનું જે કાઇ પ્રાયશ્ચિત્ત આવ્યું, તેનું જેમાં તાત્કાલિક સેવન કરવામાં આવે તેને હાડાહડા આરોપણા કહે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૩૩.
—સમવાયાંગ ૨૮

## ૩૩૧-પાંચ શૌચ (શુદ્ધિ)

શૌચ અર્થાત્ મલિનતા દૂર કરવા રૂપ શુદ્ધિ પાચ પ્રકારની છે :—

૧. પૃથ્વી શૌચ, ૨. જલઃ શૌચ, ૩. તેજઃ શૌચ,
૪. મંત્ર શૌચ, ૫. બ્રહ્મ શૌચ.

૧. પૃથ્વી શૌચ—માટીથી ઘૃણિત મળ અને ગંધને દૂર કરવાં તે પૃથ્વી શૌચ છે.

૨. જલ: શૌચ—પાણીથી ધોઈ મલિનતા દૂર કરવી તે જલ: શૌચ છે.

૩. તેજ: શૌચ—અગ્નિ અને અગ્નિના વિકાર સ્વરૂપ ભસ્મથી શુદ્ધિ કરવી તે તેજ: શૌચ છે.

૪. મંત્ર શૌચ—મંત્રથી થતી શુદ્ધિ મંત્ર શૌચ છે.

૫. બ્રહ્મ શૌચ—બ્રહ્મચર્યાદિ કુશલ અનુષ્ઠાન, જે આત્માના કામ-કષાયાદિ અભ્યંતર મળની શુદ્ધિ કરે છે તે બ્રહ્મ શૌચ કહેવાય છે. સત્ય, તપ, ઇન્દ્રિય-નિગ્રહ અને સર્વ પ્રાણીઓ ઉપર દયાભાવ રૂપ શૌચનો પણ આમાં સમાવેશ થાય છે.

તેમાં પહેલાંના ચાર શૌચ દ્રવ્ય શૌચ છે અને બ્રહ્મ શૌચ ભાવ શૌચ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૯.

## ૩૩૨-પાંચ પ્રકારનાં પ્રત્યાખ્યાન

પ્રત્યાખ્યાન (પચ્ચક્ખાણ) પાંચ પ્રકારે શુદ્ધ હોય છે. શુદ્ધિના ભેદથી પ્રત્યાખ્યાન પણ પાંચ પ્રકારનાં છે.

૧. શ્રદ્ધાન શુદ્ધ, ૨. વિનય શુદ્ધ,
૩. અનુભાષણ શુદ્ધ, ૪. અનુપાલન શુદ્ધ, ૫ ભાવ શુદ્ધ.

**૧. શ્રદ્ધાન શુદ્ધ**—જિન કલ્પ, સ્થવિર કલ્પ અને શ્રાવક ધર્મ-વિષયક તથા સુભિક્ષ, દુર્ભિક્ષ, પહેલા ચોથા પહોર અને ચરમ કાળે સર્વજ્ઞ ભગવાને જે પ્રત્યાખ્યાન કહ્યાં છે તેના પર શ્રદ્ધા રાખવી તે શ્રદ્ધાન શુદ્ધ પ્રત્યાખ્યાન છે.

**૨. વિનય શુદ્ધ**—પ્રત્યાખ્યાનના સમયમાં મન, વચન, કાયાને ગોપવી અન્યૂનાધિક અર્થાત્ પૂર્ણ વંદનાની વિશુદ્ધિ રાખવી તે વિનય શુદ્ધ પ્રત્યાખ્યાન છે.

**૩. અનુભાષણ શુદ્ધ**—ગુરુને વંદન કરી તેમની સામે ઊભા રહી હાથ જોડી પ્રત્યાખ્યાન કરનાર વ્યક્તિ ગુરુનાં વચનોને ધીમા શબ્દો-માં અક્ષર, પદ, વ્યંજનની અપેક્ષાથી શુદ્ધ ઉચ્ચારણ કરીને ફરીથી બોલે તે અનુભાષણ (પરિભાષણ) શુદ્ધ છે.

**૪. અનુપાલના શુદ્ધ**—અટવી, દુષ્કાળ વગેરે કારણોથી તથા જ્વરાદિ મહારોગ થવા છતાં પણ પ્રત્યાખ્યાનનો ભંગ ન કરતાં તેનું પાલન કરે તે અનુપાલના શુદ્ધ છે.

**૫. ભાવ શુદ્ધ**—રાગ, દ્વેષ, ઐહિક પ્રશંસા તથા ક્રોધાદિ પરિણામથી પ્રત્યાખ્યાનને દૂષિત ન કરવાં તે ભાવ શુદ્ધ છે.

ઉક્ત પ્રત્યાખ્યાન શુદ્ધિ સિવાય જ્ઞાન શુદ્ધને પણ છઠ્ઠો પ્રકાર ગણેલ છે, જ્ઞાન શુદ્ધનું સ્વરૂપ આ છે:—

જિન કલ્પ આદિમાં મૂળ ગુણ ઉત્તર ગુણ-વિષયક જે પ્રત્યા-ખ્યાન જે કાળમાં કરવાં જોઈએ તે જાણવું તે જ્ઞાન શુદ્ધ છે. પણ

જ્ઞાન શબ્દનો સમાવેશ શ્રદ્ધાન શબ્દમાં થાય છે કારણ શ્રદ્ધાન પણ જ્ઞાન વિશેષ જ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૬.
—હરિભદ્રીયાવશ્યક પ્રત્યાખ્યાનાધ્યયન પૃ. ૮૪૭

## ૩૩૩-પાંચ પ્રતિક્રમણ

પ્રતિ એટલે પ્રતિકૂળ અને ક્રમણ એટલે ગમન. શુભ યોગોથી અશુભ યોગોમાં ગયેલ વ્યક્તિનું પુનઃ શુભ યોગોમાં આવવું તે પ્રતિક્રમણ છે. કહ્યું છે:—

**स्वस्थानात् यत् परस्थानं, प्रमादस्य वशाद् गतम्।**
**तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमणमुच्यते ॥१॥**

અર્થાત્—પ્રમાદવશ આત્માના નિજ ગુણોનો ત્યાગ કરી પર-ગુણોમાં ગયેલા પુરુષનુ પુનઃ આત્માના ગુણોમાં આવવું તેને પ્રતિક્રમણ કહે છે.

વિષયભેદથી પ્રતિક્રમણ પાચ પ્રકારે છે:—

૧. આશ્રવદ્વાર પ્રતિક્રમણ, ૨. મિથ્યાત્વ પ્રતિક્રમણ,
૩. કષાય પ્રતિક્રમણ, ૪. યોગ પ્રતિક્રમણ,
૫. ભાવ પ્રતિક્રમણ.

**૧. આશ્રવદ્વાર (અસંયમ) પ્રતિક્રમણ**—આશ્રવનાં દ્વાર પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહથી નિવૃત્ત થવું, પુનઃ તેનુ સેવન ન કરવું તે આશ્રવદ્વાર પ્રતિક્રમણ છે.

**૨. મિથ્યાત્વ પ્રતિક્રમણ**—ઉપયોગ, અનુપયોગ અથવા સહસાકારવશ આત્મા મિથ્યાત્વ પરિણામમાં આવતાં તેથી નિવૃત્ત થવું તે મિથ્યાત્વ પ્રતિક્રમણ છે.

**૩ કષાય પ્રતિક્રમણ**—ક્રોધ, માન, માયા, લોભ રૂપ કષાય પરિણામથી આત્માને નિવૃત્ત કરવો તે કષાય પ્રતિક્રમણ છે.

**૪. યોગ પ્રતિક્રમણ**—મન, વચન, કાયાના અશુભ વ્યાપાર પ્રાપ્ત થતાં આત્માને તેનાથી જુદો કરવો તે યોગ પ્રતિક્રમણ છે.

**૫. ભાવ પ્રતિક્રમણ**—આશ્રવદ્વાર, મિથ્યાત્વ, કષાય અને યોગમાં ત્રણ કરણ ત્રણ યોગથી પ્રવૃત્તિ ન કરવી તે ભાવ પ્રતિક્રમણ છે.

ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૭.
—હરિભદ્રીયાવશ્યક પ્રતિક્રમણાધ્યયન પૃષ્ઠ ૫૬૪

નોંધ—મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને અશુભ યોગના ભેદથી પણ પ્રતિક્રમણ પાંચ પ્રકારનાં કહેવાય છે. કિન્તુ વાસ્તવમાં આ અને ઉપરોક્ત પાંચ ભેદ એક જ છે. કારણ અવિરતિ અને પ્રમાદનો સમાવેશ આશ્રવદ્વારમાં થઈ જાય છે.

## ૩૩૪-ગ્રાસૈષણા(માંડલા)ના પાંચ દોષ

૧. સંયોજના, ૨. અપ્રમાણ, ૩. અંગાર,
૪. ધૂમ, ૫. અકારણ.

આ દોષોનો વિચાર સાધુ મંડળીમાં બેસી ભોજન કરતી વખતે કરવામાં આવે છે, તેથી તેને માંડલાના દોષો એમ પણ કહે છે.

૧. સંયોજના—ઉત્કર્ષતા પેદા કરવા માટે એક દ્રવ્યને બીજા દ્રવ્ય સાથે મેળવવું તે સંયોજના દોષ છે. જેમકે રસ-લોલુપતાના કારણે દૂધ, ખાંડ, ઘી આદિ દ્રવ્યોને સ્વાદ માટે મેળવવામાં આવે.

૨. અપ્રમાણ—સ્વાદના લોભે ભોજનના પરિમાણનું અતિક્રમણ કરી અધિક આહાર કરવો તે અપ્રમાણ દોષ છે.

૩. અંગાર—સ્વાદિષ્ટ, સરસ આહાર કરતી વખતે આહારની કે તેના દાતાની પ્રશંસા કરવી તે અંગાર દોષ છે. જેવી રીતે અગ્નિમાં બળવાથી ઇંધન (લાકડું) કોલસો-અંગારો બની જાય છે, તેવી રીતે ઉક્ત રાગ રૂપી અગ્નિથી ચારિત્ર રૂપી ઇંધન બળીને કોલસો થઈ જાય છે, અર્થાત્ રાગથી ચારિત્રનો નાશ થાય છે.

૪. ધૂમ—વિરસ (રસ વિનાનો) આહાર કરતાં આહાર અથવા તેના દાતાની દ્વેષવશ નિંદા કરવી તે ધૂમ દોષ છે. આ દ્વેષભાવ સાધુના ચારિત્રને બાળી ધુમાડા સહિત બળતા કાષ્ઠ જેવું બનાવી દે છે.

૫. અકારણ—સાધુને ૭ કારણોથી આહાર કરવાની આજ્ઞા છે. આ ૭ કારણો સિવાય બળ વીર્યાદિની વૃદ્ધિ માટે આહાર કરવો તે અકારણ દોષ છે. આહાર કરવાનાં ૭ કારણો આ પ્રમાણે છે:—

૧. ક્ષુધા વેદનીયને શાન્ત કરવા માટે,
૨. સાધુઓની વૈયાવૃત્ય કરવા માટે,
૩. ઈર્યા સમિતિ શોધવા માટે,
૪. સંયમ નિભાવવા માટે,

૫. દશ પ્રાણોની રક્ષા માટે,

૬. સ્વાધ્યાય, ધ્યાન આદિ કરવા માટે.

—ઉત્તરાધ્યયન સૂત્ર અધ. ૨૬, ગાથા ૩૨.
—ધર્મસંગ્રહ અધિકાર ૩, ગાથા ૨૩ની ટીકા.
—પિન્ડ નિર્યુક્તિ ગાથા

## ૩૩૫-છદ્મસ્થને પરિષહ ઉપસર્ગ સહન કરવાનાં પાંચ સ્થાનો

પાંચ બોલની ભાવના કરી છદ્મસ્થ સાધુ ઉદયમાં આવેલા પરિષહ ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે નિર્ભય બની અદીનતાપૂર્વક સહન કરે અને પરિષહ ઉપસર્ગોથી વિચલિત ન બને:—

૧. મિથ્યાત્વ મોહનીય આદિ કર્મોના ઉદયથી આ પુરુષ શરાબીની માફક ઉન્મત્ત બનેલ છે, તેથી તે મને ગાળો આપે છે, મારી મશ્કરી કરે છે, ભર્ત્સના કરે છે, મને બાંધે છે, રોકે છે, શરીરના અવયવ હાથ, પગ વગેરેનું છેદન કરે છે, મૂર્છિત કરે છે, મરણાન્ત દુઃખ દે છે, મારે છે, વસ્ત્ર, પાત્ર, કંબલ, પાદપ્રોંછન આદિ ઝૂંટવી લે છે, મને વસ્ત્રાદિથી જુદો કરે છે, વસ્ત્રને ફાડી નાખે છે, પાત્ર ફોડી નાખે છે અને ઉપકરણોની ચોરી કરે છે.

૨. આ પુરુષ દેવતાથી અધિષ્ઠિત છે તેથી ગાળો આપે છે, યાવત્ ઉપકરણોની ચોરી કરે છે.

૩. આ પુરુષ મિથ્યાત્વ આદિ કર્મોથી વશીભૂત બનેલ છે અને મારા પણ આ ભવમાં ભોગવવાનાં વેદનીય કર્મનો ઉદય છે, તેથી આ પુરુષ ગાળો આપે છે, યાવત્ ઉપકરણોની ચોરી કરે છે.

૪. આ પુરુષ મૂર્ખ છે. પાપનો તેને ભય નથી, તેથી તે ગાળો આદિ પરિષહો આપે છે. પરન્તુ જો હું તેના આપેલા પરિષહો ઉપસર્ગો-ને સમ્યક પ્રકારે અદીન ભાવથી વીરની માફક સહન ન કરું તો મને પણ પાપ સિવાય બીજું શું પ્રાપ્ત થવાનું છે?

૫ આ પુરુષ આક્રોશ આદિ પરિષહ ઉપસર્ગ આપી પાપકર્મ બાંધી રહ્યો છે. પરંતુ જો હું સમભાવપૂર્વક તેના આપેલા પરિષહો ઉપસર્ગો સહન કરી લઇશ તો મને તો એકાન્ત નિર્જરા થશે.

અહીં પરિષહ ઉપસર્ગનું તાત્પર્ય પ્રાય આક્રોશ અને વધ રૂપ બે પરિષહ તથા મનુષ્ય સંબંધી પ્રદ્વેષાદિ જન્ય ઉપસર્ગ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૦૯.

## ૩૩૬-કેવળીને પરિષહ સહન કરવાનાં પાંચ સ્થાન

પાંચ કારણથી કેવળી ઉદયમાં આવેલ આક્રોશ, ઉપહાસ આદિ ઉપરોક્ત પરિષહ ઉપસર્ગ સમ્યક પ્રકારે સહન કરે છે.

૧ પુત્ર-શોક આદિ દુઃખથી આ પુરુષનુ ચિત્ત ખિન્ન અને વિક્ષિપ્ત છે, તેથી તે ગાળો આપે છે, યાવત્ ઉપકરણોની ચોરી કરે છે.

૨. પુત્ર જન્મ આદિ હર્ષથી આ પુરુષ ઉન્મત્ત બનેલ છે, તેથી તે પુરુષ ગાળો દે છે, યાવત્ ઉપકરણોની ચોરી કરે છે.

૩. આ પુરુષ દેવાધિષ્ઠિત છે. તેનો આત્મા પરાધિન છે, તેથી તે મને ગાળો આપે છે, યાવત્ ઉપકરણો ચોરી કરે છે.

૪. મારા આ જન્મમા ભોગવવાનાં વેદનીય કર્મ ઉદયમા છે, તેથી આ પુરુષ ગાળો આપે છે, યાવત્ ઉપકરણોની ચોરી કરે છે.

૫. પરિષહ ઉપસર્ગને સમ્યક્ પ્રકારે ધીરતાપૂર્વક અદીન ભાવથી સહન કરતો અને વિચલિત ન થતો મને જોઈને બીજા ઘણા છદ્મસ્થ શ્રમણ નિર્ગ્રંથો ઉદયમા આવેલા પરિષહો, ઉપસર્ગોને સમ્યક્ પ્રકારે સહન કરશે, ક્ષમશે અને ધર્મથી વિચલિત નહિ બને. કારણ પ્રાય: સામાન્ય માણસો મહાપુરુષોનુ અનુકરણ કરે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૦૯

## ૩૩૭-ધાર્મિક પુરુષનાં પાંચ અવલંબન-સ્થાન

શ્રુત ચારિત્ર રૂપ ધર્મનુ સેવન કરનાર પુરુષના પાંચ સ્થાન અવલંબન રૂપ છે અર્થાત્ ઉપકારક છે:—

૧. છ કાયા, ૨. ગણ, ૩ રાજા, ૪. ગૃહપતિ, ૫. શરીર.

૧. છ કાયા—પૃથ્વી આધાર રૂપ છે તે સૂવા, બેસવા, ઉપકરણો રાખવા, પરઠવા આદિ ક્રિયાઓમા ઉપકારક છે. પાણી પીવા માટે, વસ્ત્ર પાત્ર ધોવા વગેરેના ઉપયોગમાં આવે છે. આહાર, ઓસામણ, ગરમ પાણી આદિમાં અગ્નિકાયનો ઉપયોગ છે. જીવન માટે વાયુની અનિવાર્ય આવશ્યકતા છે. સંથારા, પાત્ર, દંડ, વસ્ત્ર, પીઢ, પાટિયાં વગેરે ઉપકરણો તથા આહાર ઔષધિ આદિ દ્વારા વનસ્પતિ ધર્મપાલનમા ઉપકારક છે. આ પ્રમાણે ત્રસ જીવ પણ ધર્મપાલનમા અનેક પ્રકારે સહાયક બને છે.

૨. ગણ—ગુરુના પરિવારને ગણ અથવા ગચ્છ કહે છે ગચ્છ વાસી સાધુને વિનયથી વિપુલ નિર્જરા થાય છે તથા સારણા વારણા આદિથી તેને દોષોની પ્રાપ્તિ થતી નથી. ગચ્છવાસી સાધુ એકબીજાને ધર્મપાલનમાં સહાયતા કરે છે

૩. રાજા—રાજા દુષ્ટોથી સાધુ પુરુષોની રક્ષા કરે છે, તેથી રાજા ધર્મપાલનમા સહાયક બને છે

૪. ગૃહપતિ—(શય્યાદાતા)-રહેવા માટે સ્થાન આપવાથી સયમોપકારી છે

૫. શરીર—ધાર્મિક ક્રિયા, અનુષ્ઠાનોનુ પાલન શરીર દ્વારા જ થાય છે, તેથી શરીર પણ ધર્મનું સહાયક છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૦

## ૩૩૮-પાંચ અવગ્રહ

૧. દેવેન્દ્રાવગ્રહ, ૨ રાજાવગ્રહ, ૩. ગૃહપતિ અવગ્રહ, ૪ સાગારી (શય્યાદાતા) અવગ્રહ, ૫ સાધર્મિક અવગ્રહ

**૧ દેવેન્દ્રાવગ્રહ**—લોકના મધ્યમા રહેલા મેરુ પર્વતની બિલકુલ વચ્ચે રૂચક પ્રદેશોની એક પ્રદેશવાળી શ્રેણી છે. તેથી લોકના બે ભાગ બની ગયા છે—દક્ષિણાર્ધ અને ઉત્તરાર્ધ દક્ષિણાર્ધના સ્વામી શક્રેન્દ્ર છે અને ઉત્તરાર્ધના સ્વામી ઈશાનેન્દ્ર છે તેથી દક્ષિણાર્ધવર્તી સાધુઓને શક્રેન્દ્રની અને ઉત્તરાર્ધવર્તી સાધુઓને ઈશાનેન્દ્રની આજ્ઞા માગવી જોઈએ.

આપણું ભારત ક્ષેત્ર દક્ષિણાર્ધમાં છે. તેથી અહીંના સાધુઓએ શક્રેન્દ્રની આજ્ઞા લેવી જોઈએ. પૂર્વકાળવર્તી સાધુઓએ શક્રેન્દ્રની આજ્ઞા લીધી હતી. વર્તમાન સાધુઓ માટે પણ તે જ આજ્ઞા ચાલી રહી છે.

**૨. રાજાવગ્રહ**—ચક્રવર્તી આદિ રાજા જેટલા ક્ષેત્રના સ્વામી છે તે ક્ષેત્રોમાં રહેતા સાધુઓએ રાજાની આજ્ઞા લેવી જોઈએ. તે રાજાવગ્રહ છે.

**૩. ગૃહપતિ અવગ્રહ**—મંડળનો નાયક અથવા ગામનો મુખી ગૃહપતિ કહેવાય છે. ગૃહપતિના અધિષ્ઠિત ક્ષેત્રમા રહેતા સાધુઓએ ગૃહપતિની અનુમતિ માગવી કે તેની અનુમતિથી કોઈ વસ્તુ લેવી તે ગૃહપતિ અવગ્રહ છે.

**૪. સાગારી (શય્યાદાતા) અવગ્રહ**—ઘર, પાટ, પાટલા આદિ માટે ગૃહસ્વામીની આજ્ઞા લેવી તે સાગારી અવગ્રહ છે.

**૫. સાધર્મિક અવગ્રહ**—સમાન ધર્મવાળા સાધુઓની ઉપાશ્રય આદિ માટે આજ્ઞા પ્રાપ્ત કરવી તે સાધર્મિકાવગ્રહ છે. સાધર્મિકનો અવગ્રહ પાંચ કોસ જાણવો.

ઉપાશ્રય આદિને ગ્રહણ કરનાર સાધુઓએ ઉક્ત પાંચ સ્વામીઓની યથાયોગ્ય આજ્ઞા પ્રાપ્ત કરવી જોઈએ.

ઉક્ત પાંચ સ્વામીઓમાંથી પહેલેપહેલે દેવેન્દ્ર અવગ્રહાદિ ગૌણ છે અને પાછળના રાજાવગ્રહાદિ મુખ્ય છે. તેથી પહેલાં દેવેન્દ્રાદિની આજ્ઞા પ્રાપ્ત કરવા છતાં પણ રાજા આદિની આજ્ઞા પ્રાપ્ત ન થઈ હોય તો દેવેન્દ્રની આજ્ઞા બાધિત થઈ જાય છે.

જેમને દેવેન્દ્રથી અવગ્રહ પ્રાપ્ત હોવા છતાં જો રાજા અનુમતિ ન આપે તો સાધુ દેવેન્દ્રથી અનુજ્ઞાપિત (આજ્ઞા મેળવેલી) ઉપાશ્રય આદિનો ઉપભોગ કરી શકતા નથી. તેવી જ રીતે કોઈ વસતિ (ઉપાશ્રય) આદિ માટે રાજાની આજ્ઞા મળી જાય પણ ગૃહપતિની આજ્ઞા ન હોય તો પણ સાધુ તેનો ઉપભોગ કરી શકે નહિ તે જ પ્રમાણે ગૃહપતિની આજ્ઞા સાગારીથી અને સાગારીની આજ્ઞા સાધર્મિકથી બાધિત સમજવી.

—અભિધાન રાજેન્દ્ર કોષ ભાગ ૨, પૃ. ૬૯૮.
—આચારાંગ શ્રુત સ્કંધ ૨, અવગ્રહ પ્રતિમા અધ્યયન.
—પ્રવચન સારોદ્ધાર ગાથા ૬૮૧-૬૮૪
—ભગવતી શતક ૧૨, ઉદ્દેશા ૨જો.

## ૩૩૯-પાંચ મહા નદીઓને એક માસમાં બે અથવા ત્રણ વખત પાર કરવાનાં પાંચ કારણો

ઉત્સર્ગ માર્ગમાં સાધુ સાધ્વીઓને પાંચ મહા નદીઓ(ગંગા, યમુના, સરયૂ, ઐરાવતી અને મહી)ને એક માસમાં બે વખત અથવા ત્રણ વખત ઊતરવી અથવા નૌકાદિથી પાર કરવી કલ્પતી નથી. અહીં પાંચ નદીઓનાં નામ આપ્યાં છે, પણ શેષ મોટી નદીઓને પાર કરવી નિષિદ્ધ છે.

પરંતુ પાંચ કારણોને લઈને મહા નદીઓને એક માસમાં બે અથવા ત્રણ વખત અપવાદ રૂપે પાર કરી શકાય છે:—

૧. રાજા, વિરોધી આદિ, ઉપકરણોની ચોરી કરશે એવો ભય હોય.
૨. દુર્ભિક્ષ થવાથી ભિક્ષા ન મળતી હોય.
૩. કોઈ વિરોધી ગંગા વગેરે મહા નદીમાં ફેંકી દે.

૪. ગંગા આદિ મહા નદીઓ પૂર આવવાથી ઉન્માર્ગગામી બને અને તેથી સાધુ-સાધ્વી તણાઈ જાય.

૫. જીવન અને ચારિત્રનું હરણ કરનાર મ્લેચ્છ આદિ જાતિથી પરાભવ થાય.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂ. ૪૧૨.

## ૩૪૦-ચોમાસાના પ્રથમ પચાસ દિવસોમાં વિહાર કરવાનાં પાંચ કારણો

પાંચ કારણો વસાત સાધુ સાધ્વીને ચોમાસાના પ્રથમ પચાસ દિવસોમાં અપવાદ રૂપે વિહાર કરવો કલ્પે છેઃ—

૧. રાજ-વિરોધી આદિથી ઉપકરણોની ચોરી થવાનો ભય હોય,

૨. દુર્ભિક્ષ થવાથી ભિક્ષા ન મળતી હોય,

૩. કોઈ ગામમાંથી કાઢી મૂકે,

૪. પાણીનું પૂર આવે,

૫. જીવન અને ચારિત્રનો નાશ કરનાર અનાર્ય દુષ્ટ પુરુષોથી પરાભવ થાય.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૧૩.

## ૩૪૧-વર્ષાવાસ અર્થાત્ ચોમાસાના પાછળના ૭૦ દિવસો-માં વિહાર કરવાનાં પાંચ કારણો

વર્ષાવાસ અર્થાત્ ચોમાસાના પાછળના ૭૦ દિવસોમાં નિયમ-પૂર્વક રહેતા સાધુ-સાધ્વીઓને ગ્રામાનુગ્રામ વિહાર કરવો કલ્પતો નથી.

કિન્તુ અપવાદ રૂપે પાંચ કારણોથી ચોમાસાના પાછળના ૭૦ દિવસોમાં સાધુ-સાધ્વી વિહાર કરી શકે છેઃ—

૧ જ્ઞાનાર્થે સાધુ-સાધ્વી વિહાર કરી શકે છે. જેમકે કોઈ અપૂર્વ શાસ્ત્રજ્ઞાન કોઈ આચાર્યાદિ પાસે હોય અને તે સંથારો કરવા ઇચ્છતા હોય. યદિ એ શાસ્ત્રજ્ઞાન ઉક્ત આચાર્યાદિથી ગ્રહણ ન કરી શકાય તો તેનો વિચ્છેદ થાય છે. આવી સ્થિતિમાં તે જ્ઞાન ગ્રહણ કરવા સાધુ કે સાધ્વી ઉક્ત કાળમાં ગ્રામાનુગ્રામ વિહાર કરી શકે છે.

૨. દર્શનાર્થે સાધુ-સાધ્વી વિહાર કરી શકે છે. જેમકે કોઈ દર્શનની પ્રભાવના કરનાર શાસ્ત્રજ્ઞાનની ઇચ્છાથી વિહાર કરે.

૩. ચારિત્રાર્થે સાધુ સાધ્વી વિહાર કરી શકે છે. જેમકે કોઈ ક્ષેત્ર અનેષણા, સ્ત્રી આદિ દોષોથી દૂષિત બન્યું હોય તો ચારિત્રની રક્ષા માટે સાધુ-સાધ્વી વિહાર કરી શકે છે.

૪. આચાર્ય ઉપાધ્યાય કાળ કરે અને ગચ્છમાં અન્ય આચાર્ય આદિ ન હોય તો બીજા ગચ્છમાં જવા માટે સાધુ સાધ્વી વિહાર કરી શકે છે.

૫. વર્ષા ક્ષેત્રમાં બહાર રહેલ આચાર્ય ઉપાધ્યાય આદિની વૈયાવચ્ચ માટે આચાર્ય મહારાજ મોકલે તો સાધુ વિહાર કરી શકે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૧૩

## ૩૪૨-રાજાના અંતઃપુરમાં પ્રવેશ કરવાનાં પાંચ કારણો

પાંચ કારણોથી રાજાના અંતઃપુરમાં પ્રવેશ કરતા શ્રમણ નિર્ગ્રન્થ સાધુના આચાર કે ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી.

૧. નગર પ્રાકારથી ઘેરાયેલું હોય અને દરવાજા બંધ હોય. આથી ઘણાં શ્રમણ, માહણ, આહાર-પાણી માટે ન નગરથી બહાર નીકળી શકે અને ન પ્રવેશ કરી શકે. તે શ્રમણ, માહણ આદિના પ્રયોજનથી અંતઃપુરમા રહેલા રાજાને અથવા અધિકારી રાણીને ખબર આપવા માટે મુનિ રાજાના અંતઃપુરમાં પ્રવેશ કરી શકે છે.

૨. પડિહારી (કાર્ય સમાપ્ત થતાં પાછાં આપવા યોગ્ય) પાટ, પાટલા, શય્યા, સંથારા વગેરે પાછા આપવા માટે મુનિ રાજાના અંતઃપુરમાં પ્રવેશ કરી શકે છે કારણ જે વસ્તુ જ્યાંથી લીધી હોય તે તેને પાછી પહોંચાડવાનો મુનિનો નિયમ હોય છે.

પાટ, પાટલાદિ લેવા માટે અંત પુરમાં પ્રવેશ કરવાનો પણ આમાં સમાવેશ થઈ જાય છે. કારણ ગ્રહણ કર્યા બાદ જ પાછું આપવાનું હોય.

૩. ઉન્મત્ત દુષ્ટ હાથી ઘોડા વગેરે સામે આવતા હોય તેનાથી પોતાની રક્ષા કરવા સાધુ રાજાના અંતઃપુરમા પ્રવેશ કરી શકે છે.

૪. કોઈ વ્યક્તિ અકસ્માત્ અથવા જબરજસ્તીથી હાથ પકડી રાજાના અંતઃપુરમાં સાધુને પ્રવેશ કરાવે.

૫. નગરની બહાર આરામ અથવા ઉદ્યાનમાં રહેલા સાધુને રાજાનો અંતઃપુર (અન્તેઉર) વર્ગ ચારે બાજુએથી ઘેરીને બેસી જાય.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૧૫.

## ૩૪૩-સાધુ-સાધ્વીનાં એકત્ર સ્થાન, શય્યા, નિષદ્યાના પાંચ બોલ

ઉત્સર્ગ રૂપે સાધુ-સાધ્વીએ એક જગ્યાએ કાયોત્સર્ગ કરવો,

સ્વાધ્યાય કરવો, રહેવું, સૂવું આદિ નિષિદ્ધ છે. પરંતુ પાંચ કારણથી સાધુ-સાધ્વી એક જ જગ્યાએ કાયોત્સર્ગ, સ્વાધ્યાય કરે તથા એક જગ્યાએ રહે અને શયન કરે તો તેઓ ભગવાનની આજ્ઞાનું અતિક્રમણ કરતાં નથી, તે પાંચ કારણો :—

૧. દુર્ભિક્ષાદિ કારણોથી કોઈ સાધુ-સાધ્વી કોઈ એવી લાંબી અટવીમાં ચાલ્યાં જાય જ્યાં મધ્યમાં ન ગામ હોય અથવા ન મનુષ્યોની આવજા હોય. ત્યાં તે અટવીમાં સાધુ-સાધ્વી એક જગ્યાએ રહી શકે છે અને કાયોત્સર્ગ આદિ કરી શકે છે.

૨. કોઈ સાધુ-સાધ્વી કોઈ ગામ, નગર અથવા રાજધાનીમાં આવ્યાં હોય, તેમાં એકને રહેવા જગ્યા મળી જાય અને બીજાને ન મળે. એવી સ્થિતિમા સાધુ સાધ્વી એક જ જગ્યાએ રહી શકે છે અને કાયોત્સર્ગ આદિ કરી શકે છે.

૩. કોઈ સાધુ કે સાધ્વી નાગકુમાર, સુવર્ણકુમાર આદિના દેરામા ઊતર્યા હોય. દેરું સૂનું હોય, અથવા ત્યાં ઘણી જાતનાં માણસો હોય, અને તેમનો કોઈ નાયક ન હોય તો સાધ્વીની રક્ષા માટે સાધુ-સાધ્વી બન્ને એક જ સ્થાન પર રહી શકે છે અને કાયોત્સર્ગ આદિ કરી શકે છે.

૪. ક્યાંય ચોર દેખાય અને તે વસ્ત્ર ઝૂંટવી લેવા સાધ્વીને પકડવા ઇચ્છતો હોય તો સાધ્વીની રક્ષા માટે સાધુ સાધ્વી એક જ સ્થાન પર રહી શકે છે અને કાયોત્સર્ગ, સ્વાધ્યાય આદિ કરી શકે છે.

૫. કોઈ દુરાચારી પુરુષ સાધ્વીને શીલભ્રષ્ટ કરવા માટે પકડવા ઇચ્છતો હોય તેવા અવસર પર સાધ્વીની રક્ષા માટે સાધુ-સાધ્વી એક જ સ્થાન પર રહી શકે છે અને સ્વાધ્યાય કરી શકે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૧૭

## ૩૪૪-પાંચ કારણોથી સાધુ સાધ્વીનો સ્પર્શ કરી શકે છે અને સહાય આપી શકે છે

પાંચ કારણથી સાધુ સાધ્વીને ગ્રહણ કરવા અથવા સહાય આપવા માટે તેનો સ્પર્શ કરે તો ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન થતું નથી, તે પાંચ કારણો:—

૧. કોઈ મસ્ત સાંઢ આદિ પશુ કે ગીધ આદિ પક્ષી સાધ્વીને મારતાં હોય તો તેને બચાવવા માટે સાધુ સાધ્વીનો સ્પર્શ કરી શકે છે.

૨ દુર્ગ અથવા વિષમ સ્થાનો ઉપરથી લપસતી કે પડી જતી સાધ્વીને બચાવવા માટે સાધુ તેનો સ્પર્શ કરી શકે છે.

૩. કીચડ કે કાદવમા ફસાયેલ કે પાણીમાં તણાતી સાધ્વીને બહાર કાઢવા સાધુ તેનો સ્પર્શ કરી શકે છે.

૪. નાવ ઉપર ચઢવામાં કે ઊતરવામાં સાધ્વીને સાધુ સહારો આપવા સ્પર્શ કરી શકે છે.

૫. જો કોઈ સાધ્વી રાગ, ભય અથવા અપમાનથી શૂન્યચિત્ત થઈ ગઈ હોય, સન્માનથી હર્ષોન્મત્ત બની ગઈ હોય, યક્ષથી અધિષ્ઠિત હોય, ઉન્માદી હોય, તેના ઉપર કોઈ ઉપસર્ગ આવ્યો હોય, કલેશ કરી કદાચ તે ખમાવવા આવતી હોય, પરંતુ પસ્તાવા અને ભયથી શિથિલ બની હોય, પ્રાયશ્ચિત્તવાળી હોય, સંથારો કરેલ હોય, દુષ્ટ પુરુષ અથવા ચોર આદિ દ્વારા સંયમથી તેને ડગાવવામાં આવતી હોય, એવી સાધ્વીની રક્ષા માટે સાધુ તેનો સ્પર્શ કરી શકે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૩૭

## ૩૪૫-આચાર્યના પાંચ પ્રકાર

૧. પ્રવ્રાજકાચાર્ય, ૨. દિગાચાર્ય,
૩. ઉદ્દેશાચાર્ય, ૪. સમુદ્દેશાનુજ્ઞાચાર્ય,
૫. આમ્નાયાર્થવાચકાચાર્ય.

**૧. પ્રવ્રાજકાચાર્ય**—સામાયિક વ્રત આદિનું આરોપણ કરનાર પ્રવ્રાજકાચાર્ય કહેવાય છે.

**૨. દિગાચાર્ય**—સચિત્ત, અચિત્ત, મિશ્ર વસ્તુની અનુમતિ દેનાર દિગાચાર્ય કહેવાય છે.

**૩. ઉદ્દેશાચાર્ય**—સૌથી પ્રથમ શ્રુતનું કથન કરનાર અથવા મૂળપાઠ શીખવનાર ઉદ્દેશાચાર્ય કહેવાય છે.

**૪. સમુદ્દેશાનુજ્ઞાચાર્ય**—શ્રુતનું વાચન દેનાર ગુરુ ન હોવાથી શ્રુતનો સ્થિર પરિચય આપવાની અનુમતિ દેનાર સમુદ્દેશાનુજ્ઞાચાર્ય કહેવાય છે.

**૫. આમ્નાયાર્થવાચકાચાર્ય**—ઉત્સર્ગ અપવાદ રૂપ આમ્નાય (આમન્યા) અર્થના કહેનાર આમ્નાયાર્થવાચકાચાર્ય કહેવાય છે.

—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃષ્ઠ ૧૨૮.

## ૩૪૬-શેષ સાધુઓની અપેક્ષાએ આચાર્ય, ઉપાધ્યાયનાં પાંચ અતિશયો

ગચ્છમાં વર્તમાન આચાર્ય ઉપાધ્યાયના અન્ય સાધુની અપેક્ષાએ પાંચ અતિશય અધિક હોય છે.

૧. ઉત્સર્ગ રૂપે સર્વે સાધુ જ્યારે બહારથી આવે છે ત્યારે સ્થાનકમાં પ્રવેશ કર્યા પહેલાં બહાર જ પગ પૂંજે છે અને ઝાટકે છે. ઉત્સર્ગથી આચાર્ય ઉપાધ્યાય પણ ઉપાશ્રયની બહાર જ ઊભા રહે છે અને બીજા સાધુ તેમના પગોનું પ્રમાર્જન અને પ્રસ્ફોટન કરે છે અર્થાત્ ધૂળ દૂર કરે છે અને પૂંજે છે.

પરંતુ તે માટે બહાર ઊભું રહેવું પડે તો બીજા સાધુની માફક આચાર્ય, ઉપાધ્યાય બહાર ન ઊભા રહેતાં ઉપાશ્રયમાં જ આવે છે અને અંદર જ ધૂળ ન ઊડે એવી રીતે બીજા સાધુ પાસે પ્રમાર્જન અને પ્રસ્ફોટન કરાવે છે, અર્થાત્ પૂંજાવે છે અને ધૂળ દૂર કરાવે છે. એમ કરવા છતાં તેઓ સાધુના આચારનું અતિક્રમણ કરતા નથી.

૨. આચાર્ય, ઉપાધ્યાય ઉપાશ્રયમાં લઘુનીત ગુરુનીત પરઠાવતા અથવા પગ આદિમાં લાગેલ અશુચિને દૂર કરતા સાધુના આચારનું અતિક્રમણ કરતા નથી.

૩. આચાર્ય, ઉપાધ્યાય ઇચ્છા હોય તો અન્ય સાધુઓની વૈયાવૃત્ય કરે છે, ઇચ્છા ન હોય તો ન પણ કરે.

૪. આચાર્ય, ઉપાધ્યાય ઉપાશ્રયમાં એક કે બે રાત સુધી એકલા રહેવા છતાં સાધુના આચારનું અતિક્રમણ કરતા નથી.

૫. આચાર્ય, ઉપાધ્યાય ઉપાશ્રયની બહાર એક કે બે રાત સુધી એકલા રહેવા છતાં સાધુના આચારનું અતિક્રમણ કરતા નથી.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૩૮.

## ૩૪૭-આચાર્ય, ઉપાધ્યાયને ગણમાંથી નીકળવાનાં પાંચ કારણો

પાચ કારણોથી આચાર્ય, ઉપાધ્યાન ગચ્છમાથી નીકળી જુદા થઈ જાન છે

૧ ગચ્છમા માધુઓ દુર્વિનીત હોવાથી આચાર્ય, ઉપાધ્યાય "આ પ્રમાણે પ્રવૃત્તિ કરો, આ પ્રમાણ ન કરો ઇત્યાદિ પ્રવૃત્તિ નિવૃત્તિ રૂપ આજ્ઞા, ધા ણા યથાયોગ્ય ન પ્રવર્તાવી શકે

૨ આચાર્ય, ઉપાધ્યાય પદના અભિમાનથી રત્નાધિક (દીક્ષામા મોટા) સાધુઓનો યથાયોગ્ય વિનય ન કરે તથા માધુઓમા નાનાથી મોગનો નિયમ ન કરાવી શકે

૩ આચાર્ય, ઉપાધ્યાય જેમણે સૂત્રો ના અધ્યયન, ઉદ્દેશ આદિ ધારણ કરેલા છે તેની યથાક્રમ ગણને વાચના ન આપે વાચના ન આપવામા બન્ને પક્ષ ની અયોગ્યતા સભવ છે ગચ્છના માધુ અવિનીત હોઈ શકે છે તથા આચાર્ય, ઉપાધ્યાય પણ સુખાસક્ત તથા મદબુદ્ધિ હોઈ શકે છે

૪ ગચ્છમા રહેતા આચાર્ય, ઉપાધ્યાય પોતાના કે બીજા ગચ્છ ની સાધ્વીમા મોહવશ આસક્ત થઈ જાય

૫ આચાર્ય, ઉપાધ્યાયના મિત્ર અથવા જ્ઞાતિના માણસો કોઈ કારણથી તેમને ગચ્છમાથી જુદા કરે તેમની વાતનો સ્વીકાર કરી તેમની વસ્ત્રાદિથી સહાયતા કરવા માટે આચાર્ય, ઉપાધ્યાય ગચ્છથી નીકળી જાય છે

—ઠાણાગ ૫, ઉદ્દેશા ૨, સૂ ૪૩૬

## ૩૪૮-ગચ્છમાં આચાર્ય, ઉપાધ્યાયનાં પાંચ કલહ-સ્થાન

૧. આચાર્ય, ઉપાધ્યાય ગચ્છમાં "આ કાર્યમાં પ્રવૃત્તિ કરો, આ કાર્યમાં ન કરો" આ પ્રમાણે પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ આજ્ઞા અને ધારણાની સમ્યક્ પ્રકારે પ્રવૃત્તિ ન કરાવી શકે.

૨. આચાર્ય, ઉપાધ્યાય ગચ્છમાં સાધુઓ પાસે (દીક્ષામાં મોટા) સાધુઓનો યથાયોગ્ય વિનય ન કરાવી શકે તથા સ્વયં પણ રત્નાધિક સાધુઓનો ઉચિત વિનય ન કરે.

૩. આચાર્ય, ઉપાધ્યાય જે સૂત્ર અને અર્થ જાણે છે તે યથાવસર સમ્યક્ વિધિપૂર્વક ગચ્છના સાધુઓને ન શીખવે.

૪. આચાર્ય, ઉપાધ્યાય ગચ્છમાં જે ગ્લાન અને નવદીક્ષિત સાધુ હોય તેની વૈયાવૃત્ત્યની વ્યવસ્થામાં સાવધાન ન હોય.

૫. આચાર્ય, ઉપાધ્યાય ગણને પૂછ્યા વિના જ બીજાં ક્ષેત્રોમાં વિચરવા લાગે.

આ પાંચ કારણોથી ગચ્છમાં અનુશાસન રહેતું નથી. આથી ગચ્છમાં સાધુઓ વચ્ચે કલહ જાગે છે, અથવા સાધુઓ આચાર્ય, ઉપાધ્યાય સાથે કલહ કરે છે.

આ કારણોથી વિપરીત પાંચ કારણોથી ગચ્છમાં સમ્યક્ વ્યવસ્થા રહે છે અને કલહ થતો નથી. તેથી તે પાંચ બોલ અકલહ સ્થાનના છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂ. ૩૯૯.

## ૩૪૯-સંભોગી સાધુઓને અલગ કરવાનાં પાંચ કારણો

પાંચ કારણોથી સ્વધર્મી સંભોગી સાધુને વિસંભોગી અર્થાત્ સંભોગથી પૃથક્ મંડળી બહાર કરનાર શ્રમણ નિર્ગ્રન્થ ભગવાનની આજ્ઞાનું અતિક્રમણ કરતા નથી.

૧. કોઈ સાધુ અકૃત્ય કાર્યનું સેવન કરતો હોય.

૨. અકૃત્ય કાર્ય કરી તેની આલોચના ન કરે.

૩. આલોચના કરતાં ગુરુએ આપેલ પ્રાયશ્ચિત્તનું સેવન ન કરે.

૪. ગુરુએ આપેલ પ્રાયશ્ચિત્તના સેવનનો પ્રારંભ કરી તેનું પૂરી રીતે પાલન ન કરે.

૫. સ્થવીર કલ્પી સાધુઓના આચારમાં જે વિશુદ્ધ આહાર શય્યાદિ કલ્પનીય છે અને માસ કલ્પ આદિની જે મર્યાદા છે તેનું અતિક્રમણ કરે. અગર સાથી સાધુ કહે કે તમારે આવું ન કરવું જોઈએ એવું કરવાથી ગુરુ મહારાજ તમને ગચ્છથી જુદા કરી દેશે તો ઉત્તર આપે કે હું તો એવું કરવાનો જ. ગુરુમહારાજ મને શું કરવાના છે? નારાજ થઈને પણ ગુરુ મને શું કરી શકવાના હતા?

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૮.

## ૩૫૦-પારંચિત પ્રાયશ્ચિત્તના પાંચ બોલ

શ્રમણ નિર્ગ્રન્થ પાંચ બોલવાળા સાધર્મિક સાધુઓને દશમુ પારંચિત પ્રાયશ્ચિત્ત દે તો આચાર અને આજ્ઞાનું અતિક્રમણ કરતા નથી.

પારંચિત દશમું પ્રાયશ્ચિત્ત છે. તેથી મોટું કોઈ પ્રાયશ્ચિત્ત નથી. તેમાં સાધુને નિયતકાળ સુધી દોષની શુદ્ધિ પર્યંત સાધુલિંગ છોડી ગૃહસ્થ વેશમાં રહેવું પડે છે.

૧. સાધુ જે ગચ્છમાં રહેતા હોય તેમાં ફુટ પાડવા પરસ્પર કલહ ઉત્પન્ન કરતા હોય.

૨. સાધુ જે ગચ્છમાં રહેતા હોય તેમાં ભેદ પાડવાના આશયથી પરસ્પર કલહ ઉત્પન્ન કરવામાં તત્પર રહેતા હોય.

૩. સાધુ વગેરેની હિંસા કરવા ઇચ્છતા હોય.

૪. હિંસા માટે પ્રમત્તતા આદિ છિદ્રોને જોતા રહેતા હોય.

૫. વારવાર અસંયમના સ્થાનરૂપ સાવદ્ય અનુષ્ઠાનની પૂછપરછ કરતા હોય અથવા અંગુષ્ઠ, કુડ્યમ પ્રશ્ન વગેરેનો પ્રયોગ કરતા હોય.

નોંધ-અંગુષ્ઠ પ્રશ્ન વિદ્યાવિશેષ છે. તેના દ્વારા અંગૂઠામાં દેવતાને બોલાવવામાં આવે છે. તે પ્રમાણે કુડયમ પ્રશ્ન પણ વિદ્યાવિશેષ છે. તેના દ્વારા દીવાલમાં દેવતાને બોલાવવામાં આવે છે. દેવતાના કહેવા પ્રમાણે પ્રશ્નકર્તાને ઉત્તર આપવામાં આવે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૮.

## ૩૫૧-પાંચ અવંદનીય સાધુ

૧. પાસત્થ, ૨. અવસન્ન, ૩. કુશીલ,
૪. સંસક્ત, ૫. યથાચ્છન્દ.

**૧. પાસત્થ (પાર્શ્વસ્થ અથવા પાશસ્થ)**—જે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને પ્રવચનમાં સમ્યગ્ ઉપયોગવાળા ન હોય, જ્ઞાનાદિની સમીપ રહીને પણ જે તેને અપનાવે નહિ તે પાસત્થ (પાર્શ્વસ્થ) છે.

જ્ઞાન, દર્શન, ચારિત્રમાં જે સુસ્ત રહે છે અર્થાત્ ઉદ્યમ કરતા નથી તે પાસત્થ કહેવાય છે.

પાશ એટલે બંધન. મિથ્યાત્વાદિ બંધના હેતુ પણ ભાવથી પાશ રૂપ છે. તેમાં રહેનાર અર્થાત્ તેનું આચરણ કરનાર પાસત્થ (પાશસ્થ) અથવા પાર્શ્વસ્થ કહેવાય છે.

પાસત્થના બે ભેદ છે:- સર્વ પાસત્થ અને દેશ પાસત્થ.

**સર્વ પાસત્થ**—જે કેવળ સાધુ વેશધારી છે કિન્તુ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના કરતા નથી તે સર્વ પાસત્થ કહેવાય છે.

**દેશ પાસત્થ**—વિના કારણ શય્યાતર, પિંડ, રાજપિંડ, નિત્યપિંડ, અગ્રપિંડ અને સામે લાવેલ આહારનું ભોજન કરનાર પાસત્થ કહેવાય છે.

**૨. અવસન્ન**—સમાચારીના વિષયમા પ્રમાદ કરનાર સાધુ અવસન્ન કહેવાય છે. અવસન્નના બે ભેદ છે:-

૧. સર્વ અવસન્ન, ૨. દેશ અવસન્ન.

**સર્વ અવસન્ન**—જે એક પક્ષની અંદર પીઠફલક આદિના બંધ ખોલી તેની પડિલેહના ન કરે અથવા વારંવાર સૂવા માટે સંથારો બિછાવી જ રાખે, તથા જે સ્થાપના અને પ્રાભૃતિકા દોષથી દૂષિત આહાર લે છે તે સર્વ અવસન્ન છે.

**નોંધ**:-સ્થાપના દોષ: સાધુને વહોરાવવા નિમિત્તે રાખેલો આહાર સ્થાપના દોષ છે.

પ્રાભૃતિકા દોષ—સાધુ માટે વિવાહાદિના જમણને આગળપાછળ કરી જે આહાર બનાવવામા આવે તે લેવો તે પ્રાભૃતિકા દોષ છે.

**દેશ અવસન્ન**—જે પ્રતિક્રમણ કરતા નથી અથવા અવિધિથી હીનાધિક દોષયુક્ત કરે છે અથવા અસમયમાં કરે છે. સ્વાધ્યાય કરતા નથી અથવા નિષિદ્ધ કાળમાં કરે છે. પડિલેહણ કરતા નથી અથવા અસાવધાનીથી કરે છે. સુધાર્થી બની ભિક્ષા લેવા જતા નથી અથવા અનુપયોગપૂર્વક ભિક્ષાચારી કરે છે. અનેષણીય આહાર ગ્રહણ કરે છે. "મેં શું કર્યું ? મારે શું કરવું જોઈએ ? અને હું શું કરી શકું તેમ છું ?" ઇત્યાદિ રૂપ શુભ ધ્યાન કરતા નથી. સાધુ મંડળીમાં બેસી ભોજન કરતા નથી, અને કરે છે તો સંયોજનાદિ માંડલાના દોષોનુ સેવન કરે છે. બહારથી આવી નૈષેધિકી આદિ સમાચારી કરતા નથી અને ઉપાશ્રયમાં જતી વખતે આવસ્યકાદિ સમાચારી કરતા નથી. ગમનાગમનમાં ઈરિયા-વહિયાનો કાયોત્સર્ગ કરતા નથી. બેસતા અને સુતી વખતે જમીન પૂંજવા આદિની સમાચારીનું પાલન કરતા નથી. અને "દોષની સમ્યક્ આલોચના આદિ કરી પ્રાયશ્ચિત્ત લઈ લો" આદિ ગુરુનાં બોધવચન સામે અનિષ્ટ વચન કહે છે અને ગુરુના કહ્યા પ્રમાણે કરતા નથી, ઇત્યાદિ પ્રકારે સાધુની સમાચારીમાં દોષ લગાડનાર સાધુ દેશ અવસન્ન કહેવાય છે.

**૩. કુશીલ**—કુત્સિત અર્થાત્ નિંદ્ય શીલ-આચારવાળા સાધુને કુશીલ કહે છે.

કુશીલના ત્રણ ભેદ છે—જ્ઞાન કુશીલ, દર્શન કુશીલ, ચારિત્ર કુશીલ.

**જ્ઞાન કુશીલ**—કાળ, વિનય ઇત્યાદિ જ્ઞાનના આચારની વિરાધના કરનાર જ્ઞાન કુશીલ કહેવાય છે.

**દર્શન કુશીલ**—નિ:શંકિત, નિષ્કાંક્ષિત આદિ સમકિતના આઠ આચારની વિરાધના કરનાર દર્શન કુશીલ કહેવાય છે.

**ચારિત્ર કુશીલ**—કૌતુક, ભૂતિકર્મ, પ્રશ્નાપ્રશ્ન, નિમિત્ત, આજીવ, કલ્કકુરુકા, લક્ષણ, વિદ્યા, મંત્ર આદિ દ્વારા આજીવિકા કરનાર સાધુ ચારિત્ર કુશીલ કહેવાય છે.

કૌતુક આદિનાં લક્ષણ આ પ્રમાણે છે —

કૌતુક—સૌભાગ્ય આદિ માટે સ્ત્રી આદિને વિવિધ ઔષધિ મિશ્રિત જળથી સ્નાન કરવાનું બતાવવું આદિ કૌતુક કહેવાય છે. અથવા કૌતુક આશ્ચર્યને કહે છે. જેમકે મોઢામાં ગોળા મૂકી કાન અથવા નાક આદિથી કાઢવા અથવા મુખથી અગ્નિ કાઢવી આદિ.

ભૂતિકર્મ—જ્વર (તાવ) આદિ રોગવાળા રોગીઓને મંત્રેલી ભસ્મ (રાખ) આપવી તે ભૂતિકર્મ છે.

પ્રશ્નાપ્રશ્ન—જાપ કરેલ વિદ્યા, અધિષ્ઠાત્રી દેવીએ સ્વપ્નમાં કહેલી વાત અથવા કર્ણપિશાચિકા અને મંત્રથી અભિષિક્ત ઘંટિકાદિએ કહેલી વાત, પ્રશ્નકર્તા અથવા બીજાને કહેવી તે પ્રશ્નાપ્રશ્ન છે.

નિમિત્ત—ભૂત, વર્તમાન અને ભવિષ્યના લાભ અલાભ આદિ ભાવો કહેવા તે નિમિત્ત છે.

આજીવ—પોતાના જાતિ, કુળ, ગણ, શિલ્પ (આચાર્યે શીખવેલું), કર્મ (સ્વયં શીખેલ) વગેરે સમાન જાતિ આદિવાળાને બતાવીને તેની પાસેથી આજીવિકા મેળવવી અથવા પોતાને તપ તથા શ્રુતનો અભ્યાસી બતાવી આજીવિકા મેળવવી તેને આજીવ કહે છે.

કલ્ક કુરુકા—કલ્ક કુરુકાનો અર્થ માયા છે અર્થાત્ ધૂર્તતા દ્વારા અન્યને ઠગવા તે કલ્ક કુરુકા છે,

અથવા—

કલ્ક—પ્રસૂતિ આદિ રોગોમાં ક્ષાર પાતનને કલ્ક કહે છે અથવા શરીરના કોઈ ભાગને કે આખા શરીરને લોધ્ર, હળદર આદિથી મર્દન કરવુ તે કલ્ક છે.

કુરુકા—શરીરના કોઈ ભાગને કે આખા શરીરને ધોવુ તે કુરુકા કહેવાય છે.

લક્ષણ—સ્ત્રી પુરુષ આદિના શુભાશુભ સામુદ્રિક લક્ષણ બતાવવાં તે લક્ષણ કહેવાય છે.

વિદ્યા—દેવી જેની અધિષ્ઠાયિકા હોય અથવા જે સાધવામાં આવે તે વિદ્યા છે.

મંત્ર—દેવતા જેના અધિષ્ઠાતા હોય તે મંત્ર છે અથવા જેને સાધવો ન પડે તે મંત્ર છે.

આ પ્રમાણે મૂલ કર્મ (ગર્ભ પડાવવા, ગર્ભ રખાવવા આદિ માટે ઔષધિ આપવી), ચૂર્ણ યોગ આદિ તથા શરીર વિભૂષાદિથી ચારિત્રને મલિન કરનાર સાધુને પણ ચારિત્ર કુશીલ જ સમજવા જોઈએ.

**૪. સંસક્ત**—મૂળ ગુણ અને ઉત્તર ગુણ તથા તેના જેટલા દોષ છે તે બધા જેમા મળેલા રહેલા હોય તે સંસક્ત કહેવાય છે. જેમ ગાયના ખાણમા સારી, ખરાબ, ઉચ્છિષ્ટ (એંઠેલું, અજીઠું), અનુચ્છિષ્ટ આદિ બધી ચીજો મળેલી રહે છે. તે પ્રમાણે સંસક્તમાં પણ ગુણ અને દોષ મળેલા રહે છે.

સંસક્તના બે ભેદ—સંક્લિષ્ટ અને અસંક્લિષ્ટ.

**સંક્લિષ્ટ સંસક્ત**—પ્રાણાતિપાદ આદિ પાંચ આશ્રવોમાં પ્રવૃત્તિ કરનાર, ઋદ્ધિ આદિ ત્રણ ગારવ(ઋદ્ધિનો ગર્વ, રસનો ગર્વ અને સુખશાન્તિનો ગર્વ)માં આસક્ત, સ્ત્રીપ્રતિસેવી (સ્ત્રીસંક્લિષ્ટ) તથા ગૃહસ્થ સબંધી દ્વિપદ, ચતુષ્પદ, ધન-ધાન્ય આદિ પ્રયોજનોમાં પ્રવૃત્તિ કરનાર સંક્લિષ્ટ સંસક્ત કહેવાય છે.

**અસંક્લિષ્ટ સંસક્ત**—જે પાસત્થ, અવસન્ન, કુશીલ આદિમાં મળી જઈ પાસત્થ, અવસન્ન, કુશીલ આદિ બની જાય છે તથા સંવિગ્ન અર્થાત્ ઉદ્યત વિહારી સાધુઓમાં મળી જઈ ઉદ્યત વિહારી બની જાય છે; કદી ધર્મપ્રિય માણસોના સહવાસથી ધર્મમાં પ્રેમ કરવા લાગે છે અને કદી ધર્મદ્વેષી માણસોનો સહવાસ સેવી ધર્મનો દ્વેષ કરવા લાગે છે, એવા સાધુને અસંક્લિષ્ટ સંસક્ત કહે છે. જે પ્રમાણે નટના હાવ-ભાવ, વેષ, ભાષા વગેરે કથાનુસાર બદલાતા રહે છે, તે પ્રમાણે એવા સાધુના આચાર પણ બદલાતા રહે છે.

૫. **યથાચ્છંદ**—ઉત્સૂત્ર (સૂત્રની વિરુદ્ધ) પ્રરૂપણા કરનાર અને સૂત્ર વિરુદ્ધ આચરણ કરનાર, ગૃહસ્થના કાર્યોમાં પ્રવૃત્તિ કરનાર, ચીડિયા સ્વભાવવાળા, આગમ નિરપેક્ષ, સ્વમતિ કલ્પિત અપુષ્ટા-લંબનનો આશ્રય લઈ સુખની ઇચ્છા કરનાર, વિગય(દહીં, દૂધ, ઘી વગેરે)માં આસક્ત, ત્રણ ગારવ (ઋદ્ધિ, રસ અને સુખ-શાન્તિ) આદિમાં ગર્વોન્મત્ત એવા સાધુ યથાચ્છંદ કહેવાય છે.

આ પાંચે ય સાધુને વંદના કરવાથી ન નિર્જરા થાય કે ન કીર્તિ મળે. વંદના કરનારને કાયક્લેશ થાય છે અને તે સિવાય કર્મ-બંધ પણ થાય છે. પાસત્થ આદિનો સંસર્ગ કરનાર પણ અવંદનીય બતાવેલ છે.

—હરિભદ્રીયાવશ્યક વંદનાધ્યયન, પૃષ્ઠ ૫૧૮,
—પ્રવચન સારોદ્ધાર, પૂર્વભાગ ગાથા ૧૦૩થી ૧૨૩.

## ૩૫૨-સાધુ પાસે જઈ વંદના કરવાના પાંચ અસમય

૧. ગુરુ મહારાજ જ્યારે અનેક ભવ્ય જીવોથી ભરેલી સભામાં ધર્મકથાદિમાં વ્યગ્ર હોય ત્યારે પાસે જઈ વંદના કરવી જોઈએ નહિ. તે સમયે વંદના કરવાથી ધર્મમાં અંતરાય પડે છે.

૨. ગુરુ મહારાજ કોઈ કારણથી પરાંગમુખ હોય અર્થાત્ મુખ બીજી બાજુ હોય તે સમયમાં પણ વંદના કરવી નહિ, કારણ તે વખતે તેઓશ્રી વંદનાનો સ્વીકાર કરી ન શકે.

૩. ક્રોધ અથવા નિદ્રાદિ પ્રમાદથી પ્રમત્ત ગુરુ મહારાજને વંદના કરવી જોઈએ નહિ, કારણ તે વખતે તેઓ કોપ કરી શકે છે.

૪. આહાર કરતા ગુરુ મહારાજને પણ વંદના કરવી નહિ, કારણ તે વખતે વંદના કરવાથી આહારમાં અંતરાય પડે છે.

૫. મળ-મૂત્ર ત્યાગ કરતી વખતે પણ ગુરુ મહારાજને વંદના કરવી નહિ, કારણ તે વખતે વંદના કરવાથી તેઓશ્રી લજ્જિત થાય છે, અથવા કોઈ દોષ ઉત્પન્ન થાય છે.

—પ્રવચન સારોદ્ધાર વંદના દ્વાર, પૃષ્ઠ ૨૭૧.
—હરિભદ્રીયાવશ્યક વંદનાધ્યયન, પૃષ્ઠ ૫૦૦.

## ૩૫૩-ગુરુ પાસે જઈ વંદના યોગ્ય સમયના પાંચ બોલ

૧. ગુરુ મહારાજ પ્રસન્નચિત્ત હોય, પ્રશાન્ત હોય અર્થાત્ વ્યાખ્યાનાદિમાં વ્યગ્ર ન હોય,

૨ ગુરુ મહારાજ આસન પર બેઠેલા હોય,

૩ ગુરુ મહારાજ ક્રોધાદિ પ્રમાદવશ ન હોય,

૪ શિષ્ય "મારી વદના કરવાની ઇચ્છા છે" એવુ પૂછતા ગુરુ મહારાજ "ઇચ્છા હો તેમ કરો" એવુ કહેતા વદના સ્વીકાર કરવામા સાવધાન હોય,

૫ એવા ગુરુ મહારાજની આજ્ઞા પ્રાપ્ત કરેલી હોય

—હરિભદ્રીયાવશ્યક વદનાધ્યયન, પૃ ૫૪૧
—પ્રવચન સારોદ્ધાર વંદનાદ્વાર, પૃષ્ઠ ૨૭૧

## ૩૫૪-ભગવાન મહાવીરે ઉપદેશેલા ને અનુમતિ આપેલા એવા પાચ બોલ

ભગવાન મહાવીરે પાચ બોલો ના નામનિર્દેશપૂર્વક સ્વરૂપ અને ફળ બતાવ્યા છે. તેમણે તેની પ્રશંસા કરી છે અને આચરણ કરવાની અનુમતિ આપી છે તે બોલ નિમ્ન પ્રકારે છે —

૧ ક્ષાન્તિ, ૨ મુક્તિ, ૩ આર્જવ,
૪ માર્દવ, ૫ લાઘવ

**૧. ક્ષાન્તિ**—સશક્ત કે અશક્ત પુરુષના કઠોર ભાષણ વગેરેને સહન કરી લેવા અને ક્રોધનો સર્વથા ત્યાગ કરવો તે ક્ષાન્તિ છે

**૨. મુક્તિ**—સર્વે વસ્તુમા તૃષ્ણાનો ત્યાગ કરવો, ધર્મોપકરણ એવ શરીર ઉપર પણ મમત્વ ભાવ ન રાખવો અને સર્વ પ્રકારે લોભને છોડવો તે મુક્તિ છે.

૩. આર્જવ—મન, વચન, કાયાની સરળતા રાખવી અને માયાનો નિગ્રહ કરવો તે આર્જવ છે.

૪. માર્દવ—વિનમ્ર વૃત્તિ રાખવી, અભિમાન ન કરવું તે માર્દવ છે.

૫. લાઘવ—દ્રવ્યથી અલ્પ ઉપકરણ રાખવાં અને ભાવથી ત્રણ ગારવ(ઋદ્ધિ આદિનો ગર્વ)નો ત્યાગ કરવો તે લાઘવ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર, ૩૯૬.
—ધર્મસંગ્રહ અધિકાર ૩, પૃષ્ઠ ૧૨૭.
—પ્રવચન સારોદ્ધાર પૂર્વભાગ, પૃ. ૧૩૪.

## ૩૫૫-ભગવાન મહાવીરે ઉપદેશેલાં તેમજ અનુમતિ આપેલાં એવાં પાંચ સ્થાન

૧. સત્ય, ૨. સંયમ, ૩. તપ,
૪. ત્યાગ, ૫. બ્રહ્મચર્ય.

૧. સત્ય—સાવદ્ય અર્થાત્ અસત્ય, અપ્રિય, અહિત વચનનો ત્યાગ કરવો, યથાર્થ ભાષણ કરવું, મન વચન-કાયાની સરળતા રાખવી તે સત્ય છે.

૨. સંયમ—સર્વ સાવદ્ય વ્યાપારથી નિવૃત્ત થવું તે સંયમ છે. પાંચ આશ્રવથી નિવૃત્તિ, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ, ચાર કષાય પર વિજય અને ત્રણ દંડથી વિરતિ, આ પ્રમાણે સત્તર ભેદે સંયમનું પાલન કરવું તે સંયમ છે.

**૩. તપ**—જે અનુષ્ઠાનથી શરીરનો રસ રક્ત (લોહી) આદિ સાત ધાતુઓ અને આઠ કર્મ (જ્ઞાનાવરણીય આદિ) તપીને નષ્ટ થઈ જાય તેને તપ કહે છે. આ તપ બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારે છે ઉભયના છ છ ભેદ મળી કુલ બાર પ્રકારે તપ જાણવું

**૪. ત્યાગ**—કર્મોને ગ્રહણ કરાવનાર બાહ્ય કારણ માતા, પિતા, ધન, ધાન્યાદિ તથા આભ્યંતર કારણ રાગ, દ્વેષ, કષાય આદિ સર્વે મમત્વનો ત્યાગ કરવો તે ત્યાગ છે. અથવા—

સાધુઓને વસ્ત્રાદિનું દાન આપવું તે ત્યાગ છે અથવા—

શક્તિ હોય તો ઉદ્યત વિહારી થવું લાભ થતા સંભોગી સાધુઓને આહારાદિ આપવા અથવા શક્ત હોય તો યથાશક્તિ સાધુઓને ગૃહસ્થોના ઘર બતાવવા અને તે પ્રમાણે ઉદ્યત વિહારી, અસંભોગી સાધુઓને શ્રાવકોના ઘર બતાવવા તે ત્યાગ છે

**નોંધ** —હેમકોષમા 'દાન નું અપર (બીજું) નામ 'ત્યાગ' બતાવેલ છે

**૫. બ્રહ્મચર્ય**—મૈથુનનો ત્યાગ કરી શાસ્ત્રમા બતાવેલ બ્રહ્મચર્યની નવ ગુપ્તિ(વાડ)પૂર્વક બ્રહ્મચર્યનું પાલન કરવું તે બ્રહ્મચર્યનામ છે

—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૬
—ધર્મસંગ્રહ અધિકાર ૩ પૃષ્ઠ ૧૨૭
—પ્રવચન સારોદ્ધાર પૂર્વભાગ પૃ. ૧૪

## ૩૫૬-ભગવાનનાં ઉપદેશેલાં અને અનુમોદેલાં પાંચ સ્થાન

૧ ઉત્ક્ષિપ્ત ચરક, ૨ નિક્ષિપ્ત ચરક,
૩ અન્ત ચરક, ૪ પ્રાન્ત ચરક,
૫ લૂક્ષ ચરક,

૧. ઉત્ક્ષિપ્ત ચરક—ગૃહસ્થીને ત્યાં જે વાસણમાં આહાર બનાવેલ હોય તે વાસણમાંથી સ્વ-પ્રયોજનાર્થે આહાર બહાર કાઢેલ હોય તેવા આહારની ગવેષણા કરનાર સાધુ ઉત્ક્ષિપ્ત ચરક છે.

૨. નિક્ષિપ્ત ચરક—રાંધવાના પાત્રમાંથી ગયેલ આહાર બહાર કાઢેલ ન હોય અર્થાત્ તેમાં જ રહેલ આહારની ગવેષણા કરનાર સાધુ નિક્ષિપ્ત ચરક કહેવાય છે.

૩. અન્ત ચરક—ગૃહસ્થીના ઘરમાં સર્વેએ ભોજન કરી લીધા બાદ બચેલા આહારની ગવેષણા કરનાર સાધુ અન્ત ચરક કહેવાય છે.

૪. પ્રાન્ત ચરક—ભોજનથી અવશિષ્ટ, વાસી અથવા તુચ્છ આહારની ગવેષણા કરનાર સાધુ પ્રાન્ત ચરક કહેવાય છે.

૫. લૂક્ષ ચરક—રુક્ષ (લૂખા), અસ્નિગ્ધ આહારની ગવેષણા કરનાર સાધુ લૂક્ષ ચરક કહેવાય છે.

આ પાંચ અભિગ્રહ-વિશેષધારી સાધુના પ્રકાર છે. પહેલા બે ભાવ અભિગ્રહ અને શેષ ત્રણ દ્રવ્ય અભિગ્રહ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૩૯૬.

## ૩૫૭-ભગવાન મહાવીરનાં ઉપદેશેલાં અને અનુમોદેલાં પાંચ સ્થાન

૧. અજ્ઞાત ચરક,

૨. અન્ન ઈલાય ચરક (અન્ન ગ્લાનક ચરક, અન્ન ગ્લાયક ચરક, અન્ય ગ્લાયક ચરક),

૩. મૌન ચરક,

૪. સંસૃષ્ટ કલ્પિક,

૫. તજ્જાત સંસૃષ્ટ કલ્પિક

**૧. અજ્ઞાત ચરક**—આગળ પાછળના પરિચય રહિત અજ્ઞાત ઘરોમાં આહારની ગવેષણા કરનાર અથવા અજ્ઞાત રહીને ગૃહસ્થને સ્વજ્ઞાતિ આદિ જણાવ્યા વિના આહાર પાણીની ગવેષણા કરનાર સાધુ અજ્ઞાત ચરક કહેવાય છે

**૨ અન્ન ઇલાય ચરક (અન્ન ગ્લાનક ચરક, અન્ન ગ્લાયક ચરક, અન્ય ગ્લાયક ચરક)**—અભિગ્રહ વિશેષથી સવારે જ આહાર કરનાર સાધુ અન્ન ગ્લાનક ચરક કહેવાય છે.

અન્ન વિના ભૂખ આદિથી ગ્લાન બને એવી અવસ્થામાં આહારની ગવેષણા કરનાર સાધુ અન્ન ગ્લાયક ચરક કહેવાય છે.

અન્ય ગ્લાન સાધુ માટે આહારની ગવેષણા કરનાર સાધુ મુનિ અન્ય ગ્લાયક ચરક કહેવાય છે.

**૩ મૌન ચરક**—મૌનવ્રતપૂર્વક આહારની ગવેષણા કરનાર સાધુ મૌન ચરક કહેવાય છે.

**૪. સંસૃષ્ટ કલ્પિક**—સંસૃષ્ટ અર્થાત્ ખરડાયેલા હાથ અથવા વાસણ આદિથી અપાતો આહાર જ જેને કલ્પે છે તે સંસૃષ્ટ કલ્પિક છે.

**૫. તજ્જાત સંસૃષ્ટ કલ્પિક**—દેવાની વસ્તુથી જ ખરડાયેલા હાથ અથવા વાસણ આદિથી અપાતો આહાર જ જેને કલ્પે છે તે તજ્જાત સંસૃષ્ટ કલ્પિક છે.

આ પાંચ પ્રકાર પણ અભિગ્રહ-વિશેષધારી સાધુના સમજવા.
—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૬.

## ૩૫૮-ભગવાન મહાવીરનાં ઉપદેશેલ અને અનુમોદેલ પાંચ સ્થાન

૧. ઔપનિધિક, ૨. શુદ્ધૈષણિક, ૩. સંખ્યાદત્તિક,
૪ દૃષ્ટ લાભિક, ૫ પૃષ્ટ લાભિક.

**૧. ઔપનિધિક**—ગૃહસ્થ પાસે જે કાંઈ આહારાદિ રાખ્યા હોય તેની ગવેષણા કરનાર સાધુ ઔપનિધિક કહેવાય છે.

**૨. શુદ્ધૈષણિક**—શુદ્ધ અર્થાત્ શંકિતાદિ દોષ વર્જીને નિર્દોષ એષણા અથવા સંસૃષ્ટાદિ સાત પ્રકારની અથવા અન્ય કોઈ એષણા દ્વારા આહારની ગવેષણા કરનાર સાધુ શુદ્ધૈષણિક કહેવાય છે.

**૩. સંખ્યાદત્તિક**—દત્તિ(દાત)ની સંખ્યાનું પરિમાણ કરી આહાર લેનાર સાધુ સંખ્યાદત્તિક કહેવાય છે.

**નોંધ**:-સાધુ મહારાજને વહોરાવતાં તેમનાં પાત્રોમાં ધાર તૂટ્યા વિના એક વારમાં જેટલી ભિક્ષા આવી જાય તેને દત્તિ (દાત) કહે છે.

**૪. દૃષ્ટ લાભિક**—દેખેલા આહારની જ ગવેષણા કરનાર સાધુ દૃષ્ટ લાભિક કહેવાય છે.

**૫. પૃષ્ટ લાભિક**—"હે મુનિરાજ! આપને હું આહાર વહોરાવું?" એવું પૂછનાર દાતા પાસેથી જ આહારની ગવેષણા કરનાર સાધુને પૃષ્ટ લાભિક કહે છે.

આ પાંચે અભિગ્રહધારી સાધુઓ હોય છે.

## ૩૫૯-ભગવાન મહાવીરનાં ઉપદેશેલ અને અનુમોદેલ પાંચ સ્થાન

૧. આચામ્લિક, ૨. નિર્વિકૃતિક, ૩. પૂર્વાર્દ્ધિક,
૪. પરિમિત પિન્ડપાતિક, ૫. ભિન્ન પિન્ડપાતિક.

**૧. આચામ્લિક (આયંબિલિએ)**—આચામ્લ (આંયબિલ) તપ કરનાર સાધુ આચામ્લિક કહેવાય છે.

**૨. નિર્વિકૃતિક (ણિવ્વિયતે)**—ઘી આદિ વિગયનો ત્યાગ કરનાર સાધુ નિર્વિકૃતિક કહેવાય છે.

**૩. પૂર્વાર્દ્ધિક (પુરિમડ્ઢી)**—પુરિમડ્ઢ અર્થાત્ પ્રથમ બે પહોર સુધીનાં પ્રત્યાખ્યાન કરનાર સાધુ પૂર્વાર્દ્ધિક કહેવાય છે.

**૪. પરિમિત પિન્ડપાતિક**—દ્રવ્યાદિનુ પરિમાણ કરી પરિમિત આહાર લેનાર સાધુ પરિમિત પિન્ડપાતિક કહેવાય છે.

**૫ ભિન્ન પિન્ડપાતિક**—પૂરી વસ્તુ ન લેતા ટુકડા કરેલી વસ્તુને જ ગ્રહણ કરનાર સાધુ ભિન્ન પિન્ડપાતિક કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૬.

## ૩૬૦-ભગવાન મહાવીરનાં ઉપદેશેલ અને અનુમોદેલ પાંચ સ્થાન

૧. અરસાહાર, ૨. વિરસાહાર, ૩. અન્તાહાર,
૪. પ્રાન્તાહાર, ૫. રૂક્ષાહાર.

**૧. અરસાહાર**—હીંગ આદિના વઘારથી રહિત નીરસ આહાર કરનાર સાધુ અરસાહાર કહેવાય છે.

**૨. વિરસાહાર**—વિગત રસ એટલે રસ રહિત જૂના ધાન્ય આદિનો આહાર કરનાર સાધુ વિરસાહાર કહેવાય છે.

**૩. અન્તાહાર**—ભોજન બાદ અવશિષ્ટ રહેલી વસ્તુનો આહાર કરનાર સાધુ અન્તાહાર કહેવાય છે.

**૪. પ્રાન્તાહાર**—તુચ્છ, હલકો કે વાસી આહાર કરનાર સાધુ પ્રાન્તાહાર કહેવાય છે.

**૫. લૂક્ષાહાર**—નીરસ, ઘી-તેલ વગેરે વર્જિત એવું ભોજન કરનાર સાધુ લૂક્ષાહાર કહેવાય છે.

આ પણ અભિગ્રહ-વિશેષધારી સાધુઓના પ્રકાર છે. આ પ્રમાણે જીવન પર્યંત અરસ, વિરસ, અન્ત, પ્રાન્ત અને રૂક્ષ ભોજનથી જીવનનિર્વાહના અભિગ્રહવાળા સાધુ અરસજીવી, વિરસજીવી, અન્તજીવી, પ્રાન્તજીવી અને રૂક્ષજીવી કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૬.

## ૩૬૧-ભગવાન મહાવીરનાં ઉપદેશેલ અને અનુમોદેલ પાંચ સ્થાન

૧. સ્થાનાતિગ, ૨. ઉત્કટુકાસનિક,
૨. પ્રતિમાસ્થાયી, ૪. વીરાસનિક,
૫. નૈષધિક.

૧. સ્થાનાતિગ—અતિશય રૂપે સ્થાન અર્થાત્ કાયોત્સર્ગ કરનાર સાધુ સ્થાનાતિગ કહેવાય છે.

૨. ઉત્કટુકાસનિક—આસન વગેરે પર નિતંબ (કૂલા) ન લગાવતાં પગ ઉપર (ઉભડક)બેસવું તે ઉત્કટુકાસન છે. ઉત્કટુકાસને બેસવાના અભિગ્રહવાળા સાધુ ઉત્કટુકાસનિક કહેવાય છે.

૩. પ્રતિમાસ્થાયી—એક રાત્રી આદિની પ્રતિમા અંગીકાર કરી કાયોત્સર્ગ વિશેષમાં રહેનાર સાધુ પ્રતિમાસ્થાયી છે.

૪. વીરાસનિક—પગ જમીન ઉપર રાખી સિંહાસન પર બેઠેલ પુરુષની નીચેથી સિંહાસન કાઢી લેતાં જે અવસ્થા રહે છે તેવી અવસ્થામાં બેસવું તે વીરાસન છે. આ આસન ઘણું દુષ્કર છે, તેથી તેનું નામ વીરાસન રાખેલ છે. વીરાસનથી બેસનાર સાધુ વીરાસનિક કહેવાય છે.

૫. નૈષધિક—નિષદ્યા અર્થાત્ બેસવાના વિશેષ પ્રકારેથી બેસનાર સાધુ નૈષધિક કહેવાય છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૩૯૬.

## ૩૬૨-નિષદ્યાના પાંચ ભેદ

૧. સમપાદયુતા, ૨. ગોનિષધિકા,
૩. હસ્તિશુણ્ડિકા, ૪. પર્યંકા,
૫. અર્ધ પર્યંકા.

૧. સમપાદયુતા—જે આસનમાં સમાન રૂપથી પગ અને કૂલાથી પૃથ્વી અથવા આસનનો સ્પર્શ કરી બેસવામાં આવે તે સમપાદયુતા નિષદ્યા છે.

૨. ગોનિષધિકા—જે આસનમાં ગાયની માફક બેસવામાં આવે તે ગોનિષધિકા છે.

૩ હસ્તિશુન્ડિકા—જે આસનમાં કુલા ઉપર બેસી એક પગ ઉપર રાખવામાં આવે તે હસ્તિશુન્ડિકા નિષદ્યા છે.

૪. પર્યંકા—પદ્માસને બેસવુ તે પર્યંકા નિષદ્યા છે.

૫. અર્ધ પર્યંકા —જંઘ (સાથળ) પર એક પગ રાખી બેસવું તે અર્ધ પર્યંકા નિષદ્યા છે.

પાચ નિષદ્યામાં હસ્તિશુન્ડિકાના સ્થાન પર ઉત્કટુકા પણ કહે છે.

ઉત્કટુકા—આસન પર કુલા ન લગાવતાં પગ ઉપર બેસવું તે ઉત્કટુકા નિષદ્યા છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૩૯૬ ટીકા
—ઠાણાંગ ૫, સૂત્ર ૪૦૦.

## ૩૬૩-ભગવાન મહાવીરનાં ઉપદેશેલ અને અનુમોદેલ પાંચ સ્થાન

૧. દંડાયતિક, ૨. લગંડશાયી, ૩. આતાપક,
૪. અપ્રાવૃતક, ૫. અકંડૂયક.

૧. દંડાયતિક—દંડની માફક લાંબા થઈ અર્થાત્ પગ ફેલાવી બેસનાર દંડાયતિક કહેવાય છે.

૨. લગંડશાયી—દુઃસંસ્થિત અથવા વાંકી લાકડીને લગંડ કહે છે. લગંડની માફક કૂબડા બની મસ્તક અને કોણી જમીન પર ટેકવી અને પીઠ જમીનને સ્પર્શ ન કરે તેવી રીતે સૂનાર સાધુ લગંડશાયી કહેવાય છે.

૩. આતાપક—શીત, આતપ આદિ સહન કરવા રૂપ આતાપના લેનાર સાધુ આતાપક કહેવાય છે.

૪. અપ્રાવૃતક—ઠંડી ઋતુમાં વસ્ત્ર ન પહેરી ઠંડીનું સેવન કરનાર અને ગ્રીષ્મ ઋતુમાં ઘામનું સેવન કરનાર અપ્રાવૃતક કહેવાય છે

૫. અકંડૂયક—શરીરમાં ખૂજલી આવવા છતાં પણ નહિ ખણનાર સાધુ અકંડૂયક કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૩૯૬.

## ૩૬૪-મહાનિર્જરા અને મહાપર્યવસાનના પાંચ બોલ

૧. આચાર્ય, ૨. ઉપાધ્યાય (સૂત્રદાતા),

૩. સ્થવિર, ૪. તપસ્વી, ૫. ગ્લાન સાધુ.

એ પાંચની ગ્લાનિ રહિત બહુમાનપૂર્વક વૈયાવૃત્ય કરનાર શ્રમણ નિર્ગ્રન્થ મહાનિર્જરાવાળા થાય છે અને પુનઃ ઉત્પન્ન ન થવાથી મહાપર્યવસાન અર્થાત્ આત્યન્તિક અન્તવાળા બને છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૭

## ૩૬૫-મહાનિર્જરા અને મહાપર્યવસાનના પાંચ બોલ

૧. નવદીક્ષિત સાધુ, ૨. કુળ, ૩. ગણ,

૪. સંઘ. ૫ સાધર્મિક.

એ પાંચની ગ્લાનિ રહિત બહુમાનપૂર્વક વૈયાવચ્ચ કરનાર સાધુ મહાનિર્જરા અને મહાપર્યવસાનવાળા હોય છે.

૧. નવદીક્ષિત—થોડા સમયની દીક્ષા-પર્યાયવાળા સાધુ નવદીક્ષિત કહેવાય છે.

૨. કુળ—એક આચાર્યની સંતતિને કુળ કહે છે અથવા ચાન્દ્ર આદિ સાધુ સમુદાયવિશેષને કુળ કહે છે.

૩. ગણ— કુળના સમુદાયને ગણ કહે છે, અથવા સાપેક્ષ ત્રણ કુળોના સમુદાયને ગણ કહે છે.

૪. સંઘ—ગણોના સમુદાયને સંઘ કહે છે.

૫. સાધર્મિક—લિંગ અને પ્રવચનની અપેક્ષાએ સમાન ધર્મવાળા સાધુ સાધર્મિક કહેવાય છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૩૯૭
—ભગવતી સૂત્ર શતક ૮, ઉદ્દેશા ૮.

## ૩૯૯-પાંચ પરિજ્ઞા

વસ્તુ-સ્વરૂપનું જ્ઞાન કરવું અને જ્ઞાનપૂર્વક તેને છોડવી તે પરિજ્ઞા છે. તેના પાંચ ભેદ છે:—

૧. ઉપધિ પરિજ્ઞા, ૨. ઉપાશ્રય પરિજ્ઞા,
૩. કષાય પરિજ્ઞા, ૪. યોગ પરિજ્ઞા,
૫. ભક્તપાન પરિજ્ઞા.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૨૦.

## ૩૬૭-પાંચ વ્યવહાર

મોક્ષાભિલાષી આત્માઓની પ્રવૃત્તિ નિવૃત્તિને તેમજ તે માટેના જ્ઞાનવિશેષને વ્યવહાર કહે છે. વ્યવહારના પાંચ ભેદ—

૧. આગમ વ્યવહાર, ૨. શ્રુત વ્યવહાર,
૩ આજ્ઞા વ્યવહાર, ૪. ધારણા વ્યવહાર,
૫ જીત વ્યવહાર.

**૧. આગમ વ્યવહાર**—કેવળ જ્ઞાન, મનઃપર્યાય જ્ઞાન, અવધિ જ્ઞાન, ચૌદપૂર્વ, દશપૂર્વ અને નવપૂર્વના જ્ઞાન આગમ કહેવાય છે. આગમ જ્ઞાનથી પ્રવર્તિત પ્રવૃત્તિ-નિવૃત્તિ રૂપ વ્યવહાર આગમ વ્યવહાર કહેવાય છે.

**૨. શ્રુત વ્યવહાર**—આચાર પ્રકલ્પ આદિ જ્ઞાન શ્રુત છે. તેથી પ્રવર્તાવાનો વ્યવહાર શ્રુત વ્યવહાર કહેવાય છે નવ, દશ અને ચૌદ પૂર્વનું જ્ઞાન પણ શ્રુત રૂપ છે, પરન્તુ અતીન્દ્રિય અર્થવિષયક વિશિષ્ટ જ્ઞાનનુ કારણ હોવાથી ઉક્ત જ્ઞાન અતિશયવાળું છે અને તેથી તેને આગમ રૂપ માનવામા આવે છે.

**૩. આજ્ઞા વ્યવહાર**—બે ગીતાર્થ સાધુ એકબીજાથી અલગ દૂર દેશમાં રહેલા હોય અને શરીર ક્ષીણ થઈ જવાથી ઉભય વિહાર કરવામા અસમર્થ હોય તેમાંથી કોઈ એકને પ્રાયશ્ચિત્ત આવતાં તે મુનિ યોગ્ય ગીતાર્થ શિષ્યના અભાવમા મતિ અને ધારણામા અકુશળ અગીતાર્થ શિષ્યને આગમની સાંકેતિક ગૂઢ ભાષામા પોતાના અતિચાર દોષ કહી અથવા લખી તેને અન્ય ગીતાર્થ મુનિ પાસે મોકલે છે અને તેની દ્વારા આલોચના કરે છે. ગૂઢ ભાષામાં કહેલી આલોચના

સાંભળી તે ગીતાર્થ મુનિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, સંહનન, ધૈર્ય, બળ આદિનો વિચાર કરી સ્વયં ત્યાં આવે છે, અથવા યોગ્ય ગીતાર્થ શિષ્યને સમજાવીને મોકલે છે. યદિ એવા ગીતાર્થ શિષ્યનો તેની પાસે પણ યોગ ન હોય તો આલોચનાનો સંદેશ લાવનાર શિષ્ય દ્વારા ગૂઢ અર્થમાં અતિચારની શુદ્ધિ અર્થાત્ પ્રાયશ્ચિત્ત આપે છે. આને આજ્ઞા વ્યવહાર કહે છે.

૪. ધારણા વ્યવહાર—કોઈ ગીતાર્થ સંવિગ્ન મુનિએ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવની અપેક્ષાએ જે અપરાધમાં જે પ્રાયશ્ચિત્ત આપ્યું હોય તેની ધારણાથી એવા અપરાધમાં એવા પ્રાયશ્ચિત્તનો પ્રયોગ કરવો તે ધારણા વ્યવહાર છે.

વૈયાવૃત્ત્ય કરવા આદિથી જે સાધુ ગચ્છના ઉપકારી હોય તે યદિ સંપૂર્ણ છેદસૂત્ર શિખવાડવા યોગ્ય ન હોય તો તેને ગુરુ મહારાજ કૃપાપૂર્વક ઉચિત પ્રાયશ્ચિત્ત-પદોનું કથન કરે છે. ઉક્ત સાધુનું ગુરુ મહારાજે બતાવેલ પ્રાયશ્ચિત્ત-પદોનું ધારણ કરવું તે ધારણા વ્યવહાર છે.

૫. જીત વ્યવહાર—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, પુરુષ, પ્રતિસેવનાના અને સંહનન ધૃતિ આદિની હાનિનો વિચાર કરી જે પ્રાયશ્ચિત્ત આપવામાં આવે છે તે જીત વ્યવહાર છે. અથવા—

કોઈ ગચ્છમાં કારણવિશેષથી સૂત્રથી અધિક પ્રાયશ્ચિત્તની પ્રવૃત્તિ થઈ હોય અને બીજાઓએ તેનું અનુસરણ કર્યું હોય તો તે પ્રાયશ્ચિત્ત જીત વ્યવહાર કહેવાય છે. અથવા—

અનેક ગીતાર્થ મુનિઓ દ્વારા કરાયેલી મર્યાદાનું પ્રતિપાદન કરતો ગ્રંથ જીત કહેવાય છે. તેથી પ્રવર્તિત વ્યવહાર જીત વ્યવહાર છે.

આ પાંચ વ્યવહારોમાં યદિ વ્યવહર્તાની પાસે આગમ હોય તો તેણે આગમથી વ્યવહાર ચલાવવો જોઈએ આગમમાં પણ કેવળ જ્ઞાન, મન પર્યાય જ્ઞાન આદિ છ ભેદ છે. તેમા પહેલા કેવળ જ્ઞાન આગમ આદિ હોય તો તેથી વ્યવહાર ચલાવવો જોઈએ પાછળના મન પર્યાય જ્ઞાન આદિથી નહિ આગમના અભાવમાં શ્રુતથી, શ્રુતના અભાવમાં આજ્ઞાથી, આજ્ઞાના અભાવમાં ધારણાથી અને ધારણાના અભાવમાં જીત વ્યવહારથી, પ્રવૃત્તિ નિવૃત્તિ રૂપ વ્યવહારનો પ્રયોગ કરવો જોઈએ દેશકાળ અનુસાર, ઉપર કહ્યા અનુસાર સમ્યક્ રૂપે, પક્ષપાત રહિત વ્યવહારોનો પ્રયોગ કરતા સાધુ ભગવાનની આજ્ઞાના આરાધક હોય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૨, સૂત્ર ૪૨૧.
—વ્યવહાર સૂત્ર
—ભગવતી શતક ૮, ઉદ્દેશા ૮.

## ૩૯૮-પાંચ પ્રકારના મુંડ

મુંડન શબ્દનો અર્થ અપનય અર્થાત્ હટાવવુ, દૂર કરવુ એવો થાય છે. આ મુંડન દ્રવ્ય અને ભાવ-એ પ્રકારે છે શિર ઉપરથી વાળ અલગ કરવા તે દ્રવ્ય મુંડન છે અને મનથી ઇન્દ્રિયોના વિષય શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ સંબંધી રાગદ્વેષ અને કષાયોને દૂર કરવા તે ભાવ મુંડન છે આવા પ્રકારના દ્રવ્ય અને ભાવ મુંડન ધર્મથી યુક્ત પુરુષ મુંડ કહેવાય છે મુંડ પાંચ છે —

૧. શ્રોતેન્દ્રિય મુંડ, ૨ ચક્ષુરિન્દ્રિય મુંડ,
૩ ઘ્રાણેન્દ્રિય મુંડ, ૪ રસનેન્દ્રિય મુંડ,
૫. સ્પર્શનેન્દ્રિય મુંડ

૧. શ્રોતેન્દ્રિય મુંડ—શ્રોતેન્દ્રિયના વિષયરૂપ મનોજ્ઞ અને અમનોજ્ઞ શબ્દોમાં રાગદ્વેષ ન કરે અર્થાત્ હટાવે તેવા પુરુષને શ્રોતેન્દ્રિય મુંડ કહે છે.

આ પ્રમાણે ચક્ષુરિન્દ્રિય આદિ ચાર પણ જાણવા. આ પાંચે ભાવ મુંડ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૪૩.

## ૩૬૯-અન્ય પાંચ પ્રકારના મુંડ

૧. ક્રોધ મુંડ, ૨ માન મુંડ, ૩. માયા મુંડ,
૪ લોભ મુંડ, ૫. શિર મુંડ.

મનથી ક્રોધ, માન, માયા, લોભ હટાવનાર પુરુષ ક્રમશઃ ક્રોધ મુંડ, માન મુંડ, માયા મુંડ અને લોભ મુંડ કહેવાય છે. શિરના વાળ અલગ-કરાવનાર પુરુષ શિર મુંડ કહેવાય છે.

આ પાંચમાં શિર મુંડ દ્રવ્ય મુંડ છે, શેષ ચાર ભાવ મુંડ છે.

—ઠાણાંગ ૫, સૂત્ર ૪૪૩.

## ૩૭૦-પાંચ નિર્ગ્રન્થ

૧. પુલાક, ૨. બકુશ, ૩. કુશીલ,
૪. નિર્ગ્રન્થ. ૫. સ્નાતક.

૧. પુલાક—નિઃસાર ધાન્યના કણને પુલાક કહે છે તે પ્રમાણે સંયમ સાર રહિત નિર્ગ્રન્થ પુલાક કહેવાય છે. તે સંયમવાન છતાં દોષ વડે સંયમને કાંઈક અસાર કરે છે. તેના બે ભેદ છે:—

આ બન્ને પ્રકારના સાધુ પ્રભૂત વસ્ત્રપાત્રાદિ રૂપ ઋદ્ધિ અને યશના કામી હોય છે. તે સાતાગારવવાળા હોય છે અને તેથી રાત-દિનનાં કર્તવ્ય-અનુષ્ઠાનોમાં પૂરા સાવધાન રહેતા નથી. તેનો પરિવાર પણ સંયમથી પૃથક તેલ વગેરેથી શરીરને માલિશ કરનાર હોય છે. આ પ્રમાણે તેનુ ચારિત્ર સર્વ અથવા દેશથી દીક્ષા પર્યાયના છેદ યોગ્ય અતિચારોથી મલિન રહે છે.

૩. **કુશીલ**—મૂળ ગુણો અને ઉત્તર ગુણોમા દોષ લગાડવાથી તથા સંજ્વલન કષાયના ઉદયથી દૂષિત ચારિત્રવાળા સાધુ કુશીલ કહેવાય છે. કુશીલ નિર્ગ્રન્થના બે ભેદઃ-

(અ) પ્રતિસેવના કુશીલ, (ક) કષાય કુશીલ.

**પ્રતિસેવના કુશીલ**—ચારિત્ર પ્રત્યે અભિમુખ હોવા છતાં અજિતેન્દ્રિય અને કોઈ પ્રકારે પિંડ વિશુદ્ધિ, સમિતિ, ભાવના, તપ, પ્રતિમા આદિ ઉત્તર ગુણોની તથા મૂળ ગુણોની વિરાધના કરવાથી સર્વજ્ઞની આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર સાધુ પ્રતિસેવના કુશીલ નિર્ગ્રન્થ છે.

**કષાય કુશીલ**—સંજ્વલન કષાયના ઉદયથી સકષાય દૂષિત ચારિત્રવાળા નિર્ગ્રન્થ કષાય કુશીલ કહેવાય છે.

૪. **નિર્ગ્રન્થ**—ગ્રન્થનો અર્થ મોહ છે. મોહથી રહિત સાધુ નિગ્રન્થ કહેવાય છે. ઉપશાન્ત મોહ અને ક્ષીણ મોહના ભેદથી નિર્ગ્રન્થના બે ભેદ છે.

૫. **સ્નાતક**—શુકલ ધ્યાનથી સંપૂર્ણ ઘાતી કર્મોનો ક્ષય કરી જે શુદ્ધ થયા છે તે સ્નાતક કહેવાય છે. સયોગી અને અયોગીના

ભેદથી ૩ાનક પણ બે પ્રકારે છે

—ઠાણાગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૧
—ભગવતી શતક ૨૫ ઉદ્દેશા ૬

## ૩૭૧-પ્રતિસેવા પુલાક નિર્ગ્રન્થના પાંચ ભેદ

૧ જ્ઞાન પુલાક, ૨ દર્શન પુલાક, ૩ ચારિત્ર પુલાક
૪ લિંગ પુલાક, ૫ યથા સૂક્ષ્મ પુલાક

**૧. જ્ઞાન પુલાક**—સ્ખલના, મિલના વગેરે જ્ઞાનના અતિચારોનુ સેવન કરી સયમને અસાર કરનાર સાધુ જ્ઞાન પુલાક કહેવાય છે

**૨ દર્શન પુલાક**—શકા આદિ સમ્યક્ત્વના અતિચારોનુ સેવન કરી સયમને અસાર કરનાર સાધુ દર્શન પુલાક કહેવાય છે

**૩. ચારિત્ર પુલાક**—મૂલ ગુણો અને ઉત્તર ગુણોમા દોષ લગાડી ચારિત્રની વિરાધના કરનાર સાધુ ચારિત્ર પુલાક કહેવાય છે

**૪. લિંગ પુલાક**—શાસ્ત્રમા ઉપદેશેલ સાધુલિંગથી અધિક ધારણ કરનાર અથવા નિષ્કારણ અન્ય લિંગ ધારણ કરે તે લિંગ પુલાક સાધુ કહેવાય છે

**૫. યથા સૂક્ષ્મ પુલાક**—કાઈક પ્રમાદ હોવાથી, મનથી અકલ્પનીયગ્રહણ કરવાના વિચારવાળા સાધુ યથા સૂક્ષ્મ પુલાક કહેવાય છે

અથવા ઉપરોક્ત ચાર ભેદોમા જે થોડીથોડી વિરાધના કરે તે યથા સૂક્ષ્મ પુલાક કહેવાય છે

—ઠાણાગ ૫, ઉદ્દેશા ૩ સૂત્ર ૪૪૫
—ભગવતી શતક ૨૫ ઉદ્દેશા ૬

## ૩૭૨-બકુશ નિર્ગ્રન્થના પાંચ ભેદ

૧. આભોગ બકુશ, ૨. અનાભોગ બકુશ,
૩ સંવૃત બકુશ, ૪. અસંવૃત બકુશ,
૫. યથા સૂક્ષ્મ બકુશ.

**૧. આભોગ બકુશ**—શરીર અને ઉપકરણોની શોભા સાધુ માટે નિષિદ્ધ છે એમ જાણવા છતાં તેવા પ્રકારના દોષો ચારિત્રમાં લગાવે તે સાધુ આભોગ બકુશ છે.

**૨. અનાભોગ બકુશ**—અજાણતાં અથવા સહસા ઉપરોક્ત દોષ સેવે તે સાધુ અનાભોગ બકુશ છે.

**૩. સંવૃત બકુશ**—છુપાઇને શરીર અને ઉપકરણની વિભૂષા કરી દોષ સેવન કરનાર સાધુ સંવૃત બકુશ છે.

**૪. અસંવૃત બકુશ**—ખુલ્લી રીતે શરીર અને ઉપકરણની વિભૂષારૂપ દોષ સેવન કરનાર સાધુ અસંવૃત બકુશ છે.

**૫. યથા સૂક્ષ્મ બકુશ**—ઉત્તર ગુણના સંબંધમાં પ્રકટ અથવા અપ્રકટ રૂપે થોડો પ્રમાદ સેવનાર, આંખનો મેલ આદિ દૂર કરનાર સાધુ યથા સૂક્ષ્મ બકુશ કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૫

## ૩૭૩-કુશીલ નિગ્રન્થના પાંચ ભેદ

પ્રતિસેવના કુશીલ અને કષાય કુશીલના પાંચ પાંચ ભેદ છેઃ—

૧ જ્ઞાન કુશીલ, ૨. દર્શન કુશીલ,
૩. ચારિત્ર કુશીલ, ૪ લિંગ કુશીલ,
૫. યથા સૂક્ષ્મ કુશીલ

પ્રતિસેવના કુશીલના પાંચ પ્રકારઃ (૧) જ્ઞાન, (૨) દર્શન, (૩) ચારિત્ર અને (૪) લિંગ(સાધુવેશ)થી ઉપજીવિકા કરનાર અનુક્રમે (૧) જ્ઞાન પ્રતિસેવના કુશિલ, (૨) દર્શન પ્રતિસેવના કુશીલ, (૩) ચારિત્ર પ્રતિસેવના કુશીલ અને (૪) લિંગ પ્રતિસેવના કુશીલ કહેવાય છે

(૫) "આ તપસ્વી છે" એવી પ્રશંસાથી જે ખુશ થાય તે યથા સૂક્ષ્મ પ્રતિસેવના કુશીલ છે

કષાય કુશીલના પાંચ પ્રકાર :—

**૧. જ્ઞાન કષાય કુશીલ**—સંજ્વલન ક્રોધાદિપૂર્વક વિદ્યા આદિ જ્ઞાનનો પ્રયોગ કરનાર સાધુ જ્ઞાન કષાય કુશીલ કહેવાય છે.

**૨. દર્શન કષાય કુશીલ**—સંજ્વલન ક્રોધાદિપૂર્વક દર્શન-(દર્શન ગ્રન્થ)નો પ્રયોગ કરનાર સાધુ દર્શન કષાય કુશીલ કહેવાય છે.

**૩ ચારિત્ર કષાય કુશીલ**—સંજ્વલન કષાયના આવેશમા કોઈને શાપ આપે તે સાધુ ચારિત્ર કષાય કુશીલ છે.

**૪. લિંગ કષાય કુશીલ**—સંજ્વલનના કષાય વશ અન્ય લિંગ ધારણ કરનાર સાધુ લિંગ કષાય કુશીલ કહેવાય છે.

**૫. યથા સૂક્ષ્મ કષાય કુશીલ**—જે માત્ર મનથી સંજ્વલનના કષાય (ક્રોધાદિ) સેવે તે યથા સૂક્ષ્મ કષાય કુશીલ કહેવાય છે.

અથવા—

સંજ્વલન કષાય સહિત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને લિંગની વિરાધના કરનાર ક્રમશઃ જ્ઞાન કુશીલ, દર્શન કુશીલ, ચારિત્ર કુશીલ અને લિંગ કુશીલ છે. અને મનથી સંજ્વલન કષાય સેવનાર યથા સૂક્ષ્મ કષાય કુશીલ છે.

લિંગ કુશીલની જગ્યાએ કોઈકોઈ ઠેકાણે તપ કુશીલ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૫.

## ૩૭૪-નિર્ગ્રન્થના પાંચ ભેદ

૧. પ્રથમ સમય નિર્ગ્રન્થ, ૨. અપ્રથમ સમય નિર્ગ્રન્થ,
૩. ચરમ સમય નિર્ગ્રન્થ, ૪. અચરમ સમય નિર્ગ્રન્થ,
૫. યથા સૂક્ષ્મ નિર્ગ્રન્થ.

**૧. પ્રથમ સમય નિર્ગ્રન્થ**—ઉપશાન્ત મોહ અને ક્ષીણ મોહ છદ્મસ્તનો કાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. તેના પ્રથમ સમયમાં વર્તમાન નિર્ગ્રન્થ પ્રથમ સમય નિર્ગ્રન્થ છે.

**૨. અપ્રથમ સમય નિર્ગ્રન્થ**—પ્રથમ સમય સિવાયના શેષ સમયોમાં વર્તમાન નિર્ગ્રન્થ અપ્રથમ સમય નિર્ગ્રન્થ છે.

આ બન્ને ભેદ પૂર્વાનુપૂર્વીની અપેક્ષાએ છે.

**૩. ચરમ સમય નિર્ગ્રન્થ**—ઉક્ત અંતર્મુહૂર્ત કાળપ્રમાણના અંતિમ સમયમાં વર્તમાન નિર્ગ્રન્થ ચરમ સમય નિર્ગ્રન્થ છે.

**૪. અચરમ સમય નિર્ગ્રન્થ**—અંતિમ સમય સિવાય બાકીના સમયોમાં વર્તમાન નિર્ગ્રન્થ અચરમ સમય નિર્ગ્રન્થ છે.

આ બન્ને ભેદ પ્રશ્નાનુપૂર્વીની અપેક્ષાએ છે.

**૫. યથા સૂક્ષ્મ નિર્ગ્રન્થ**—સામાન્યત પ્રથમ સમય આદિની વિવક્ષા સિવાય બધા સમયમાં વર્તમાન નિર્ગ્રન્થ યથા સૂક્ષ્મ નિર્ગ્રન્થ કહેવાય છે.

—ઠાણાંગ ૫ ઉદ્દેશો ૩, સૂત્ર ૪૪૫.

## ૩૭૫-સ્નાતકના પાંચ ભેદ

૧ અચ્છવિ, ૨ અશબલ,
૩ અકર્માંશ, ૪ સંશુદ્ધ જ્ઞાનદર્શનધારી અરિહંત જિન કેવળી,
૫ અપરિસ્રાવી

તેઓ પૂજનીય હોવાથી અરિહંત, કષાયોના વિજેતા હોવાથી જિન અને પરિપૂર્ણ જ્ઞાન દર્શન ચારિત્રના સ્વામી હોવાથી કેવળી છે

**૫. અપરિશ્રાવી**—સંપૂર્ણ કાયયોગનો નિરોધ કરી લેવાથી સ્નાતક નિષ્ક્રિય થઈ જાય છે અને કર્મપ્રવાહ રોકાઈ જાય છે, તેથી તેઓ અપરિશ્રાવી હોય છે

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૫
—ભગવતી શતક ૨૫, ઉદ્દેશા ૬

## ૩૭૬-પાંચ પ્રકારના શ્રમણ

પાચ પ્રકારના સાધુ શ્રમણ કહેવાય છે —

૧ નિર્ગ્રન્થ, ૨ શાક્ય, ૩. તાપસ,

૪ ગૈરુક, ૫ આજીવિક

**૧. નિર્ગ્રન્થ**— જિન પ્રવચનમા ઉપદેશેલ પાચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ આદિ સાધુ-ક્રિયાનુ પાલન કરનાર જૈન મુનિ નિર્ગ્રન્થ કહેવાય છે.

**૨. શાક્ય**—બુદ્ધના અનુયાયી સાધુ શાક્ય કહેવાય છે.

**૩. તાપસ**—જટાધારી, જંગલોમા રહેનાર સંન્યાસી તાપસ કહેવાય છે

**૪. ગૈરુક**—ગેરુ રંગના (ભગવા) કપડાં પહેરનાર ત્રિદંડી સાધુ ગૈરુક કહેવાય છે.

**૫. આજીવિક**—ગૌશાલક મતના અનુયાયી સાધુ આજીવિક કહેવાય છે.

—પ્રવચન સારોદ્ધાર પ્રથમ ભાગ, પૃ ૨૧૨.

## ૩૯૭-વનીપકની વ્યાખ્યા અને ભેદ

અન્ય પાસે પોતાની દુર્દશા બતાવી, અનુકૂળ ભાષણ કરી જે દ્રવ્ય મેળવે તેને વની કહે છે. વનીને ભોગવનાર સાધુ વનીપક કહેવાય છે.

વનીપકના પાંચ ભેદ :—

૧. અતિથિ વનીપક, ૨. કૃપણ વનીપક,
૩. બ્રાહ્મણ વનીપક, ૪. શ્વા વનીપક,
૫. શ્રમણ વનીપક.

**૧. અતિથિ વનીપક**—ભોજન વખતે આવનાર મહેમાન અતિથિ કહેવાય છે. અતિથિ ભક્ત દાતા પાસે અતિથિદાનની પ્રશંસા કરી આહારાદિની ઈચ્છા કરનાર અતિથિ વનીપક છે.

**૨. કૃપણ વનીપક**—જે દાતા કૃપણ, દીન, દુઃખી પુરુષોનો ભક્ત છે અર્થાત્ એવા પુરુષોને દાનાદિ દેવામાં વિશ્વાસ કરે છે તેની પાસે કૃપણ દાનની પ્રશંસા કરી આહારાદિ લેનાર અને ભોગવનાર કૃપણ વનીપક છે.

**૩. બ્રાહ્મણ વનીપક**—જે દાતા બ્રાહ્મણોનો ભક્ત છે, તેની પાસે બ્રાહ્મણ દાનની પ્રશંસા કરી આહારાદિ લેનાર અને ભોગવનાર બ્રાહ્મણ વનીપક કહેવાય છે.

**૪. શ્વા વનીપક**—કૂતરાં, કાગડા આદિને આહારાદિ દેવામા

પુણ્ય સમજનાર દાતા પાસે તે કાર્યની પ્રશંસા કરી આહારાદિ લેનાર અને ભોગવનાર શ્વા વનીપક કહેવાય છે.

**૫. શ્રમણ વનીપક**—શ્રમણના પાંચ ભેદ બતાવ્યા છે. જે દાતા શ્રમણોના ભક્ત છે તેની પાસે શ્રમણ-દાનની પ્રશંસા કરી આહારાદિ પ્રાપ્ત કરનાર શ્રમણ વનીપક છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩ સૂત્ર ૪૫૪.

## ૩૭૮-વસ્ત્રના પાંચ ભેદ

નિર્ગ્રન્થ અને નિર્ગ્રન્થીને પાંચ પ્રકારના વસ્ત્ર ગ્રહણ કરવા અને સેવવાં કલ્પે છે. વસ્ત્રના પાંચ પ્રકાર આ પ્રમાણે છે:—

૧. જાંગમિક, ૨. ભાંગિક, ૩. સાનક,
૪. પોતક, ૫. તિરીડપટ્ટ.

**૧. જાંગમિક**—ત્રસ જીવોના રોમાદિથી બનેલાં વસ્ત્ર જાંગમિક કહેવાય છે. જેમકે કંબલ વગેરે.

**૨. ભાંગિક**—અળશીનાં બનેલાં વસ્ત્ર ભાંગિક કહેવાય છે.

**૩. સાનક**—સણના બનેલા વસ્ત્ર સાનક કહેવાય છે.

**૪. પોતક**—કપાસનાં બનેલાં વસ્ત્ર પોતક કહેવાય છે.

**૫. તિરીડપટ્ટ**—તિરીડ વૃક્ષની છાલના બનેલાં વસ્ત્ર તિરીડપટ્ટ કહેવાય છે.

આ પાંચ પ્રકારનાં વસ્ત્રોમાંથી ઉત્સર્ગ રૂપે તો કપાસ અને ઊનનાં બનેલાં-એ બે પ્રકારનાં અલ્પ મૂલ્યવાળાં વસ્ત્ર જ સાધુએ ગ્રહણ કરવાં જોઈએ.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૬.

## ૩૭૯-જ્ઞાનના પાંચ ભેદ

૧ મતિ (આભિનિબોધિક) જ્ઞાન, ૨. શ્રુત જ્ઞાન,
૩ અવધિ જ્ઞાન, ૪. મન પર્યવ જ્ઞાન,
૫. કેવળ જ્ઞાન

**૧. મતિ જ્ઞાન (આભિનિબોધિક જ્ઞાન)**—ઇન્દ્રિયો અને મનની સહાયતાથી યોગ્ય દેશમાં રહેલી વસ્તુને જાણનાર જ્ઞાન મતિ જ્ઞાન (આભિનિબોધિક જ્ઞાન) કહેવાય છે.

**૨. શ્રુત જ્ઞાન**—વાચ્ય-વાચક ભાવ સંબંધ દ્વારા શબ્દથી સંબદ્ધ અર્થને ગ્રહણ કરાવનાર ઇન્દ્રિય મન કારણક જ્ઞાન શ્રુત જ્ઞાન છે. જેમકે કંબુગ્રીવાદિ આકારવાળી વસ્તુ જળ ધારણ આદિ ક્રિયામા સમર્થ છે, અને ઘડા શબ્દથી ઓળખાય છે. ઇત્યાદિ રૂપથી શબ્દાર્થની પર્યાલોચના બાદ થતાં ત્રૈકાલિક સામાન્ય પરિણામને પ્રધાનતા દેનાર જ્ઞાન શ્રુત જ્ઞાન છે. અથવા—

મતિ જ્ઞાનની અનંતર થતું અને શબ્દ તથા અર્થની પર્યાલોચના જેમાં હોય તેવું જ્ઞાન શ્રુત જ્ઞાન છે. જેમકે ઘડો શબ્દ સાંભળના અથવા આંખથી ઘડાને જોવાથી તેના બનાવનારનો, તેના રંગનો અને તે પ્રમાણે તે સબંધી જુદાજુદા વિષયોનો વિચાર કરવો તે શ્રુત જ્ઞાન છે.

**૩. અવધિ જ્ઞાન**—ઇન્દ્રિયો તથા મનની સહાયતા વિના, મર્યાદા સહિત રૂપી દ્રવ્યનુ જ્ઞાન કરવુ તેને અવધિ જ્ઞાન કહે છે

**૪. મનઃપર્યવ જ્ઞાન**—ઇન્દ્રિયો અને મનની સહાયતા વિના, મર્યાદા સહિત, સંજ્ઞી જીવોના મનોગત ભાવોને જાણવા તે મન પર્યવ જ્ઞાન કહેવાય.

૫. કેવળ જ્ઞાન—મતિ આદિ ચાર જ્ઞાનની અપેક્ષા વિના, ત્રિકાળ અને ત્રિલોકવર્તી સમસ્ત રૂપી, અરૂપી દ્રવ્યના ભાવને અનંત ભાવે સર્વ પ્રકારે હસ્તામલકવત્ જાણે-દેખે તે કેવળ જ્ઞાન. કેવળ જ્ઞાન આવરણ રહિત વિશુદ્ધ લોકાલોક પ્રકાશક એક જ પ્રકારે સર્વ કેવળી ભગવંતને હોય. તેમા ભેદ ન હોય.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૩.
—કર્મગ્રન્થ પ્રથમ ભાગ
—નંદી સૂત્ર ટીકા

## ૩૮૦-કેવળીના પાંચ અનુત્તર ગુણ

કેવળ જ્ઞાની સર્વજ્ઞ ભગવાનમાં પાંચ ગુણ અનુત્તર અર્થાત્ સર્વશ્રેષ્ઠ હોય છે:—

૧. અનુત્તર જ્ઞાન, ૨. અનુત્તર દર્શન,
૩. અનુત્તર ચારિત્ર્ય, ૪. અનુત્તર તપ,
૫. અનુત્તર વીર્ય.

કેવળી ભગવાનના જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનો ક્ષય થઈ જવાથી કેવળ જ્ઞાન અને કેવળ દર્શન રૂપ અનુત્તર જ્ઞાન-દર્શન હોય છે.

મોહનીય કર્મનો ક્ષય થવાથી અનુત્તર ચારિત્ર્ય હોય છે.

અનુત્તર ચારિત્ર્ય હોવાથી અનુત્તર તપ પણ હોય છે. શૈલેશી અવસ્થામાં થતું શુકલ ધ્યાન જ કેવળીનું અનુત્તર તપ છે.

વીર્યાન્તરાય કર્મનો ક્ષય થવાથી કેવળીનું અનુત્તર વીર્ય હોય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૧૦.

## ૩૮૧-અવધિ જ્ઞાન અથવા અવધિ જ્ઞાનીના ચલિત થવાના પાંચ બોલ

પાંચ કારણથી અવધિ જ્ઞાન દ્વારા પદાર્થોને જોતાં જ પ્રથમ સમયમાં જ અવધિ જ્ઞાન ચલિત થઈ જાય છે. અથવા અવધિ જ્ઞાન દ્વારા પદાર્થોનું જ્ઞાન થતાં પ્રારંભમાં જ અવધિ જ્ઞાની "આ શું" એ પ્રમાણે મોહનીય કર્મનો ક્ષય ન થયો હોવાથી આશ્ચર્ય આદિમાં ગરકાવ થઈ જાય છે.

૧. અવધિ જ્ઞાની થોડી પૃથ્વી જોઈને "આ શું?" આ પ્રમાણે આશ્ચર્યમાં ક્ષુબ્ધ બની જાય છે, કારણ એ જ્ઞાન થયા પહેલાં તે વિશાળ પૃથ્વીની સંભાવના કરતો હતો.

૨. અત્યંત પ્રચૂર (પુષ્કળ) કુંથવાની રાશિ રૂપ પૃથ્વીને જોઈને વિસ્મય અને દયાવશ અવધિ જ્ઞાની ચકિત થઈ જાય છે.

૩. બહારના દ્વીપોમાં થતા એક હજાર યોજન પરિણામવાળા મહાસર્પને જોઈને વિસ્મય અને ભયવશ બની અવધિ જ્ઞાની ગભરાઈ જાય છે.

૪. દેવતાને મહાઋદ્ધિ, દ્યુતિ, પ્રભાવ, બળ અને સુખ સહિત જોઈને અવધિ જ્ઞાની આશ્ચર્યાન્વિત (આશ્ચર્યથી યુક્ત) બની જાય છે.

૫. અવધિ જ્ઞાની નગરોમાં જૂના, વિસ્તીર્ણ, બહુમૂલ્ય રત્નાદિથી ભરેલા ખજાના જુએ છે. તેના સ્વામી નષ્ટ થઈ ગયેલ છે. સ્વામીની સંતતિનો પત્તો પણ નથી. ખજાનાનો ન માર્ગ છે, ન ત્યાંનો રસ્તો બતાવતાં કોઈ ચિહ્ન છે. આ પ્રમાણે જુદાંજુદાં સ્થળો જેવાં કે ગ્રામ, આકર, નગર, ખેડ, કર્બટ, દ્રોણમુખ, પાટણ, આશ્રમ, સંવાહ, સન્નિ-

૫. કેવળ જ્ઞાન—મતિ આદિ ચાર જ્ઞાનની અપેક્ષા વિના, ત્રિકાળ અને ત્રિલોકવર્તી સમસ્ત રૂપી, અરૂપી દ્રવ્યના ભાવને અનંત ભાવે સર્વ પ્રકારે હસ્તામલકવત્ જાણે-દેખે તે કેવળ જ્ઞાન. કેવળ જ્ઞાન આવરણ રહિત વિશુદ્ધ લોકાલોક પ્રકાશક એક જ પ્રકારે સર્વ કેવળી ભગવંતને હોય. તેમાં ભેદ ન હોય.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૩.
—કર્મગ્રન્થ પ્રથમ ભાગ
—નંદી સૂત્ર ટીકા

## ૩૮૦-કેવળીના પાંચ અનુત્તર ગુણ

કેવળ જ્ઞાની સર્વજ્ઞ ભગવાનમાં પાંચ ગુણ અનુત્તર અર્થાત્ સર્વશ્રેષ્ઠ હોય છે:—

૧. અનુત્તર જ્ઞાન. ૨. અનુત્તર દર્શન,
૩. અનુત્તર ચારિત્ર, ૪. અનુત્તર તપ,
૫. અનુત્તર વીર્ય.

કેવળી ભગવાનના જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મનો ક્ષય થઈ જવાથી કેવળ જ્ઞાન અને કેવળ દર્શન રૂપ અનુત્તર જ્ઞાન-દર્શન હોય છે.

મોહનીય કર્મનો ક્ષય થવાથી અનુત્તર ચારિત્ર હોય છે.

અનુત્તર ચારિત્ર હોવાથી અનુત્તર તપ પણ હોય છે. શૈલેશી અવસ્થામાં ચતું શુક્લ ધ્યાન જ કેવળીનું અનુત્તર તપ છે.

વીર્યાન્તરાય કર્મનો ક્ષય થવાથી કેવળીનું અનુત્તર વીર્ય હોય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૧૦.

## ૩૮૧-અવધિ જ્ઞાન અથવા અવધિ જ્ઞાનીના ચલિત થવાના પાંચ બોલ

પાંચ કારણથી અવધિ જ્ઞાન દ્વારા પદાર્થોને જોતાં જ પ્રથમ સમયમાં જ અવધિ જ્ઞાન ચલિત થઈ જાય છે. અથવા અવધિ જ્ઞાન દ્વારા પદાર્થોનું જ્ઞાન થતા પ્રારંભમાં જ અવધિ જ્ઞાની "આ શું" એ પ્રમાણે મોહનીય કર્મનો ક્ષય ન થયો હોવાથી આશ્ચર્ય આદિમાં ગરકાવ થઈ જાય છે.

૧. અવધિ જ્ઞાની થોડી પૃથ્વી જોઈને "આ શું?" આ પ્રમાણે આશ્ચર્યમા ક્ષુબ્ધ બની જાય છે, કારણ એ જ્ઞાન થયા પહેલાં તે વિશાળ પૃથ્વીની સંભાવના કરતો હતો

૨. અત્યત પ્રચૂર (પુષ્કળ) કુંથવાની રાશિ રૂપ પૃથ્વીને જોઈને વિસ્મય અને દયાવશ અવધિ જ્ઞાની ચકિત થઈ જાય છે.

૩. બહારના દ્વીપોમા થતા એક હજાર યોજન પરિણામવાળા મહાસર્પને જોઈને વિસ્મય અને ભયવશ બની અવધિ જ્ઞાની ગભરાઈ જાય છે.

૪. દેવતાને મહાઋદ્ધિ, દ્યુતિ, પ્રભાવ, બળ અને સુખ સહિત જોઈને અવધિ જ્ઞાની આશ્ચર્યાન્વિત (આશ્ચર્યથી યુક્ત) બની જાય છે.

૫. અવધિ જ્ઞાની નગરોમાં જૂના, વિસ્તીર્ણ, બહુમૂલ્ય રત્નાદિથી ભરેલા ખજાના જુએ છે તેના સ્વામી નષ્ટ થઈ ગયેલ છે. સ્વામીની સંતતિનો પત્તો પણ નથી. ખજાનાનો ન માર્ગ છે, ન ત્યાનો રસ્તો બતાવતાં કોઈ ચિહ્ન છે. આ પ્રમાણે જુદાજુદાં સ્થળો જેવાં કે ગ્રામ, આકર, નગર, ખેડ, કર્બટ, દ્રોણમુખ, પાટણ, આશ્રમ, સંવાહ, સન્નિ-

વેશ, સ્મશાન, સૂનાં ઘર, પર્વતની ગુફા ઇત્યાદિ સ્થાનોમાં પડેલ બહુમૂલ્ય રત્નાદિના નિધાન (ભંડાર) અવધિ જ્ઞાની જુએ છે. તે જોઈ અવધિ જ્ઞાની આશ્ચર્ય અને લોભવશ ચચળ બને છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૬૪

## ૩૮૨-જ્ઞાનાવરણીય કર્મની વ્યાખ્યા અને તેના પાંચ ભેદ

જ્ઞાનને આવરણ કરનાર કર્મને જ્ઞાનાવરણીય કહે છે. જેવી રીતે આંખે પાટો બાંધવાથી દેખાતુ નથી તેમ જ્ઞાનાવરણીય કર્મના પ્રભાવથી આત્માને પદાર્થોનુ જ્ઞાન કરવામા રુકાવટ પડે છે. પરન્તુ આ કર્મ આત્માને સર્વથા જ્ઞાનશૂન્ય અર્થાત્ જડ બનાવી શકતુ નથી. જેવી રીતે વાદળથી આચ્છાદિત થયેલ સૂર્યનો દિવસ અને રાત્રી બતાવવા જેટલો પ્રકાશ તો વિદ્યમાન છે જ, તે પ્રમાણે જ્ઞાનાવરણીય કર્મના ગાઢ આચ્છાદન છતા જીવને અક્ષરનો અનતમો ભાગ (અલ્પાંશે જ્ઞાન) તો ખુલ્લો જ રહે છે કે જેથી ચૈતન્ય શક્તિ જડથી જુદી સમજી શકાય.

જ્ઞાનાવરણીય કર્મના પાંચ ભેદ:—

૧. મતિ જ્ઞાનાવરણીય,
૨ શ્રુત જ્ઞાનાવરણીય,
૩. અવધિ જ્ઞાનાવરણીય,
૪. મન પર્યય જ્ઞાનાવરણીય,
૫. કેવળ જ્ઞાનાવરણીય.

**૧. મતિ જ્ઞાનાવરણીય**—મતિ જ્ઞાનના એક અપેક્ષાથી ૩૪૦ ભેદ થાય છે. આ સર્વ જ્ઞાનના ભેદોને આવરણ કરનાર કર્મ મતિ જ્ઞાનાવરણીય કહેવાય છે.

**૨. શ્રુત જ્ઞાનાવરણીય**—ચૌદ કે વીસ ભેદવાળા શ્રુત જ્ઞાનને આવરણ કરનાર કર્મ શ્રુત જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

**૩. અવધિ જ્ઞાનાવરણીય**—ભવપ્રત્યયિક અને ગુણપ્રત્યયિક તથા અનુગામિક અને અનાનુગામિક, વર્ધમાનિક, હાયમાનિક, પ્રતિપાતિક, અપ્રતિપાતિક આદિ ભેદવાળા, અવધિ જ્ઞાનને આવરણ કરનાર કર્મને અવધિ જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

**૪. મન.પર્યય જ્ઞાનાવરણીય**—ઋજુ મતિ અને વિપુલ મતિ ભેદવાળા મન.પર્યય જ્ઞાનને આચ્છાદન કરનાર કર્મને મન.પર્યય જ્ઞાનાવરણીય કર્મ કહે છે.

**૫. કેવળ જ્ઞાનાવરણીય**—કેવળ જ્ઞાનને આવરણ કરનાર કર્મને કેવળ જ્ઞાનાવરણીય કર્મ કહે છે.

આ પાંચ જ્ઞાનાવરણીય કર્મોમાં કેવળ જ્ઞાનાવરણીય કર્મ સર્વઘાતી છે, અને શેષ ચાર કર્મ દેશઘાતી છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૪.
—કર્મગ્રન્થ પ્રથમ ભાગ

## ૩૮૩-પરોક્ષ પ્રમાણના પાંચ ભેદ

૧. સ્મૃતિ, ૨. પ્રત્યભિજ્ઞાન, ૩. તર્ક,
૪. અનુમાન, ૫. આગમ.

**૧. સ્મૃતિ**—પહેલા જાણેલા પદાર્થને યાદ કરવા તે સ્મૃતિ છે.

**૨. પ્રત્યભિજ્ઞાન**—સ્મૃતિ અને પ્રત્યક્ષ ઉભયના ઉપયોગથી વિષયભૂત પદાર્થને ઓળખવો તે પ્રત્યભિજ્ઞાન કહેવાય છે. જેમકે આ તે જ મનુષ્ય છે જેને કાલે મેં જોયો હતો.

૩. તર્ક—અવિનાભાવ સંબંધરૂપ વ્યાપ્તિના જ્ઞાનને તર્ક કહે છે. સાધન (હેતુ) હોય ત્યાં સાધ્ય હોય, અને સાધ્ય ન હોય ત્યાં સાધન પણ ન હોય તે અવિનાભાવ સંબંધ છે. જેમકે જ્યાં ધુમાડો છે ત્યા અગ્નિ છે અને જ્યાં અગ્નિ નથી ત્યાં ધુમાડો પણ હોતો નથી.

૪. અનુમાન—સાધનથી સાધ્યનું જ્ઞાન કરવું તેને અનુમાન કહે છે જેમકે ધુમાડાને દેખી અગ્નિનું જ્ઞાન કરવું.

જે સિદ્ધ કરવાનું છે તે સાધ્ય કહેવાય છે. જેનાથી સાધ્ય સિદ્ધ કરવામા આવે તે સાધન છે. સાધન સાધ્ય સાથે અવિનાભાવ સંબંધથી રહે છે. તેના અસ્તિત્વમાં સાધ્ય અવશ્ય હોય છે સાધ્યના અભાવમાં સાધન હોતું નથી જેમકે ઉપરના દૃષ્ટાંતમા ધૂમના સદ્‌ભાવમાં અગ્નિનો સદ્‌ભાવ અને અગ્નિના અભાવમા ધૂમનો અભાવ છે. અહીં ધૂમ અગ્નિનું સાધન છે.

અનુમાનના બે ભેદ છે:—

૧. સ્વાર્થાનુમાન, ૨. પરાર્થાનુમાન.

સ્વયં સાધન દ્વારા સાધ્યનું જ્ઞાન કરવું તે સ્વાર્થાનુમાન છે અન્યને સાધનથી સાધ્યનું જ્ઞાન કરાવવા પ્રતિજ્ઞા, હેતુ આદિ કહેવામાં આવતાં વચનો પરાર્થાનુમાન છે.

૫. આગમ—આપ્ત(હિતોપદેષ્ટા સર્વજ્ઞ ભગવાન)ના વચનોથી ઉત્પન્ન થયેલ પદાર્થજ્ઞાનને આગમ કહે છે. ઉપચારથી આપ્તનાં વચન પણ આગમ કહેવાય છે.

જે અભિધેય વસ્તુના યથાર્થ સ્વરૂપને જાણે છે અને જે પ્રમાણે

જાણે છે તે પ્રમાણે કહે છે તે આપ્ત છે. અથવા—રાગાદિ દોષોના ક્ષય થવાને આપ્તિ કહે છે. આપ્તિથી યુક્ત પુરુષ આપ્ત કહેવાય છે.

—રત્નાકરાવતારિકા, પરિચ્છેદ ૩ અને ૪.

## ૩૮૪-પરાર્થાનુમાનનાં પાંચ અંગ

૧. પ્રતિજ્ઞા, ૨. હેતુ, ૩. ઉદાહરણ,
૪. ઉપનય, ૫. નિગમન.

**૧. પ્રતિજ્ઞા**—પક્ષ અને સાધ્યને બતાવવાં તે પ્રતિજ્ઞા કહેવાય છે. જે સ્થળે સાધ્યને સિદ્ધ કરવાનું હોય તેને પક્ષ કહે છે, અર્થાત્ સાધ્યના અસ્તિત્વનુ સ્થાન પક્ષ કહેવાય છે. જેમકે "આ પર્વતમાં અગ્નિ છે" તે પ્રતિજ્ઞા વચન છે. અહીં અગ્નિ સાધ્ય છે, કારણુ તેને સિદ્ધ કરવાની છે, અને પર્વત પક્ષ છે, કારણુ સાધ્ય અગ્નિને પર્વતમાં સિદ્ધ કરવાની છે.

**૨. હેતુ**—સાધન બતાવનાર વચન હેતુ કહેવાય છે, જેમકે "કારણુ અહીં ધુમાડો છે." અહીં ધૂમ સાધ્ય-અગ્નિને સિદ્ધ કરનાર હોવાથી સાધન છે, અને સાધન કહેનાર વચન તે હેતુ છે.

**૩. ઉદાહરણ**—વ્યાપ્તિપૂર્વક દૃષ્ટાન્ત બતાવવું તે ઉદાહરણ છે. જેમકે જ્યાં જ્યાં ધૂમ હોય છે ત્યાં ત્યાં અગ્નિ પણુ હોય છે, જેમકે રસોડું જ્યાં અગ્નિ હોતી નથી ત્યા ધૂમ પણુ હોતો નથી, જેમકે તળાવ.

જ્યાં સાધ્ય અને સાધનની ઉપસ્થિતિ અને અનુપસ્થિતિ બતાવવામાં આવે તેને દૃષ્ટાંત કહે છે. રસોડું અને તળાવ દૃષ્ટાંત છે.

અન્વય અને વ્યતિરેકની અપેક્ષાએ દૃષ્ટાન્તના બે ભેદ પડે છે. જ્યાં સાધનની ઉપસ્થિતિમાં સાધ્યની ઉપસ્થિતિ બતાવવામાં આવે તે અન્વય દૃષ્ટાંત છે, જેમકે રસોડું. જ્યાં સાધ્યની અનુપસ્થિતિમાં સાધનની અનુપસ્થિતિ બતાવાય તે વ્યતિરેક છે, જેમકે તળાવ

**૪. ઉપનય**—પક્ષમા હેતુનો સમાવેશ કરવો તે ઉપનય છે, જેમકે "આ પર્વત પણ ધુમાડાવાળો છે."

**૫. નિગમન**—પરિણામ કાઢી પક્ષમાં સાધ્યને સિદ્ધ કરવું તે નિગમન છે, જેમકે "તેથી આ પર્વતમા પણ અગ્નિ છે."

—રત્નાકરાવતારિકા, પરિચ્છેદ ૩.

## ૩૮૫-સ્વાધ્યાયની વ્યાખ્યા અને ભેદ

સુંદર રીતે મર્યાદાપૂર્વક અસ્વાધ્યાય કાળનો ત્યાગ કરી શાસ્ત્રનું અધ્યયન કરવું તે સ્વાધ્યાય છે. તેના પાંચ ભેદ છે :—

૧. વાચના, ૨. પૃચ્છના, ૩. પરિવર્ત્તના,
૪. અનુપ્રેક્ષા, ૫. ધર્મકથા.

**૧. વાચના**—શિષ્યને સૂત્ર અર્થ શીખવવા તે વાચના છે.

**૨. પૃચ્છના**—વાચના ગ્રહણ કરી સંશય હોય ત્યાં પુનઃ પૂછવું તે પૃચ્છના છે. અથવા પહેલાં શીખેલ સૂત્રાદિજ્ઞાનમાં શંકા હોય ત્યાં પ્રશ્ન કરવો તે પૃચ્છના છે.

**૩. પરિવર્ત્તના**—શીખેલું ભુલાઈ ન જવાય માટે તેને વારંવાર યાદ કરતા રહેવું તે પરિવર્ત્તના છે.

૪. અનુપ્રેક્ષા—શીખેલા સૂત્રના અર્થને ભૂલી ન જવાય માટે તેનું વારંવાર મનન કરવું તેને અનુપ્રેક્ષા કહે છે.

૫. ધર્મકથા—ઉપરોક્ત ચારે પ્રકારે શાસ્ત્રનો અભ્યાસ કરીને ભવ્ય જીવોને શાસ્ત્રનું વ્યાખ્યાન આપવુ તે ધર્મકથા છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૫.

## ૩૮૬-સૂત્રની વાચના આપવાના પાંચ બોલ

ગુરુ મહારાજ પાંચ કારણોથી શિષ્યને સૂત્ર શીખવે :—

૧. શિષ્યો શાસ્ત્રજ્ઞાન ગ્રહણ કરે અને તેઓ શ્રુતનો સંગ્રહ કરી શકે તેટલા માટે શિષ્યને વાચના આપે.

૨ ઉપગ્રહ માટે શિષ્યને વાચના આપે આ પ્રમાણે શાસ્ત્ર શીખેલ શિષ્ય આહાર, પાણી, વસ્ત્રાદિ શુદ્ધ ગવેષણા દ્વારા પ્રાપ્ત કરી શકે અને તે સંયમમાં સહાયક રહે.

૩. સૂત્રોની વાચના આપવાથી મારા કર્મોની નિર્જરા થશે એવું વિચારી વાચના આપે.

૪. વાચના આપવાથી મારું શાસ્ત્રજ્ઞાન સ્પષ્ટ થશે એવું વિચારી વાચના આપે.

૫. શાસ્ત્રનું વ્યવચ્છેદન થાય અને તેની પરંપરા ચાલતી રહે એવા પ્રયોજનથી વાચના આપે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૮.

## ૩૮૭-સૂત્ર શીખવાનાં પાંચ કારણો

૧. તત્ત્વોનું જ્ઞાન કરવા સૂત્ર શીખે,

૨. તત્ત્વો પર શ્રદ્ધા કરવા માટે સૂત્ર શીખે,

૩. ચારિત્ર માટે સૂત્ર શીખે,

૪. મિથ્યાભિનિવેશ (મિથ્યાત્વમાં તન્મયતા) છોડવા માટે અથવા અન્યને છોડાવવા માટે સૂત્ર શીખે,

૫. સૂત્ર શીખવાથી યથાવસ્થિત દ્રવ્ય અને પર્યાયોનું જ્ઞાન થશે એવા વિચારથી સૂત્ર શીખે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૮.

## ૩૮૮-નિરયાવલિકાના પાંચ વર્ગ

૧. નિરયાવલિકા, ૨. કપ્પ વડંસિયા,
૩. પુપ્ફિયા, ૪. પુપ્ફ ચૂલિયા,
૫. વણ્હિ દશા.

—નિરયાવલિકા

## ૩૮૯-દગ્ધાક્ષર પાંચ

કાવ્યમાં અક્ષરોના શુભાશુભપણા પર ધ્યાન આપવું જોઈએ. અશુભ અક્ષરોમાં પણ પાંચ અક્ષર ઘણા દૂષિત મનાય છે, જેને દગ્ધાક્ષર કહે છે. પદની આદિમાં આ અક્ષરો આવવા ન જોઈએ. દગ્ધાક્ષર આ પ્રમાણે છેઃ—

ઝ, હ, ર, ભ, ષ.

છન્દનો પહેલો શબ્દ દેવતા અથવા મંગળવાચી હોય તો ઉપરોક્ત અશુભ અક્ષરોનો દોષ રહેતો નથી. અક્ષરને દીર્ઘ કરવાથી પણ દગ્ધાક્ષરનો દોષ ટળી જાય છે.

—સરળ પિંગલ

## ૩૯૦-છદ્મસ્થ પાંચ બોલને સાક્ષાત જાણી ન શકે

૧. ધર્માસ્તિકાય, ૨. અધર્માસ્તિકાય,
૩. આકાશાસ્તિકાય, ૪. શરીર રહિત જીવ,
૫ પરમાણુ પુદ્ગલ

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૫૦

ધર્માસ્તિકાય આદિ અમૂર્ત છે તેથી અવધિજ્ઞાની તેને જાણી શકતા નથી પરતુ પરમાણુ પુદ્ગલ મૂર્ત (રૂપી) છે અને તેથી અવધિજ્ઞાની તેને જાણી શકે છે તેથી અહીં છદ્મસ્થનો અર્થ અવધિ જ્ઞાન આદિથી રહિત છદ્મસ્થ જાણવો

—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૫૦
ઉપર શ્રી અભયદેવસૂરીજીની ટીકા,
—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૫૦

## ૩૯૧-જીવના પાંચ ભાવ

વિશિષ્ટ હેતુઓથી અથવા સ્વભાવથી જીવોનુ ભિન્નભિન્ન રૂપે હોવુ તે ભાવ છે અથવા—

ઉપશમ આદિ પર્યાયોની ભિન્નભિન્ન અવસ્થાઓ ભાવ કહેવાય છે ભાવના પાચ ભેદ છે.—

૧. ઔપશમિક,  ૨. ક્ષાયિક,
૩. ક્ષાયોપશમિક (મિશ્ર)  ૪. ઔદયિક,
૫. પારિણામિક.

**૧. ઔપશમિક**—કર્મના ઉદયથી પેદા થતો ભાવ ઔપશમિક કહેવાય છે. પ્રદેશ અને વિપાક બન્ને પ્રકારે સત્તાગત કર્મોનો ઉદય તદ્દન રોકાઈ જવો તે ઉપશમ ભાવ છે. આ પ્રકારનો ઉપશમ સર્વોપશમ કહેવાય છે અને તે માત્ર મોહનીય કર્મનો જ થાય છે, શેષ કર્મોનો થતો નથી.

ઔપશમિક ભાવના બે ભેદ છેઃ—

૧. સમ્યક્ત્વ,  ૨. ચારિત્ર.

દર્શન મોહનીય કર્મના ઉપશમથી પ્રકટ થતું સમ્યક્ત્વ અને ચારિત્ર મોહનીય કર્મના ઉપશમથી પ્રકટ થતું ચારિત્ર-એ ઉભય પર્યાયો ઔપશમિક ભાવોવાળી સમજવી.

**૨. ક્ષાયિક ભાવ**—કર્મના ક્ષયથી પ્રકટ થતા ભાવો ક્ષાયિક ભાવ કહેવાય છે. તેના નવ ભેદ છેઃ—

૧. કેવળ જ્ઞાન,  ૨. કેવળ દર્શન,  ૩. દાન લબ્ધિ,
૪. લાભ લબ્ધિ,  ૫. ભોગ લબ્ધિ,  ૬. ઉપભોગ લબ્ધિ,
૭. વીર્ય લબ્ધિ,  ૮. સમ્યક્ત્વ,  ૯. ચારિત્ર.

ચાર ઘનઘાતી કર્મો જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાયનો ક્ષય થતાં આ નવ ભાવ પ્રકટ થાય છે. તે સાદિ (આદિ સહિત) અને અનંત (અંત રહિત) છે.

૩. ક્ષાયોપશમિક—કર્મના ઉદયમાં આવેલા અંશના ક્ષયથી અને અનુદીર્ણ અંશના વિપાકની અપેક્ષાએ ઉપશમથી પ્રકટ થતો ભાવ ક્ષાયોપશમિક છે તેના ૧૮ ભેદ છે:—

ચાર જ્ઞાન—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય જ્ઞાન.

ત્રણ અજ્ઞાન—મતિ અને શ્રુત અજ્ઞાન, વિભંગ જ્ઞાન.

ત્રણ દર્શન—ચક્ષુ દર્શન, અચક્ષુ દર્શન, અવધિ દર્શન.

પાંચ લબ્ધિ—દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય

સમ્યકૃત્વ

બે ભેદ ચારિત્ર—દેશ વિરતિ અને સર્વ વિરતિ.

ચાર સર્વ ઘાતી કર્મોના ક્ષયોપશમથી આ ભાવ પ્રકટ થાય છે. શેષ કર્મોનો ક્ષયોપશમ થતો નથી.

૪. ઔદયિક ભાવ—યથાયોગ્ય સમય પર ઉદયપ્રાપ્ત આઠ કર્મોનું ફળ ભોગવવું તે ઉદય છે. ઉદયથી થતો ભાવ તે ઔદયિક ભાવ છે. ઔદયિક ભાવના ૨૧ ભેદ છે:—

ચાર ગતિ—નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ.

ચાર કષાય—ક્રોધ, માન, માયા, લોભ.

ત્રણ વેદ—સ્ત્રી વેદ, પુરુષ વેદ, નપુંસક વેદ.

૭ લેશ્યા—કૃષ્ણ, નીલ, કાપોત, તેજ, પદ્મ, શુક્લ.

અજ્ઞાન—જ્ઞાનાભાવ.

મિથ્યા દર્શન—તત્ત્વ વિષે અશ્રદ્ધા

અસિદ્ધત્વ—શરીર ધારણ કરવું તે.

અસંયમ—વિરતિનો સર્વથા અભાવ.

**૫. પારિણામિક ભાવ**—કર્મોના ઉદય, ઉપશમ, ક્ષય આદિ કોઈ પ્રકારની અપેક્ષા વિના, અનાદિ સિદ્ધ જીવને જે ભાવ સ્વભાવથી જ હોય છે તે પારિણામિક ભાવ છે. અથવા—

સ્વભાવથી જ સ્વરૂપમા પરિણત હોતા રહેવું તે પારિણામિક ભાવ છે, અથવા—

અવસ્થિત વસ્તુની પૂર્વ અવસ્થાનો ત્યાગ કર્યા વિના ઉત્તરાવસ્થામાં જવુ તે પરિણામ કહેવાય છે. તેથી થતો ભાવ તે પારિણામિક ભાવ છે.

અનુયોગ દ્વાર સૂત્રમા અને પ્રવચન સારોદ્ધાર દ્વારમાં પારિણામિક ભાવના બે ભેદ બતાવ્યા છે —

૧. સાદિ પરિણામિક અને ૨. અનાદિ પરિણામિક.

કર્મ ગ્રન્થમા અને તત્ત્વાર્થ સૂત્રમાં પારિણામિક ભાવના ત્રણ ભેદ બતાવ્યા છે:—

૧. જીવત્વ,
૨. ભવ્યત્વ,
૩. અભવ્યત્વ.
} આ ભાવો અનાદિ અનંત છે.

પ્રવચન સારોદ્ધારમા ત્રણ ભેદ પણ બતાવ્યા છે.

જીવ દ્રવ્યના ઉપરોક્ત પાંચ ભાવ છે અજીવ દ્રવ્યોમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ એ ચારના

પારિણામિક ભાવ હોય છે. પુદ્ગલ દ્રવ્યમા પરમાણુ પુદ્ગલ અને દ્વયણુકાદિ સાદિ સ્કન્ધ પારિણામિક ભાવવાળા છે. કિન્તુ ઔદારિક આદિ શરીરરૂપ સ્કધોમાં પારિણામિક અને ઔદયિક બે ભાવ હોય છે કર્મ પુદ્ગલના તો ઔપશમિક આદિ પાંચે ભાવ હોય છે.

—કર્મગ્રન્થ ગાથા ૬૬
—અનુયોગ દ્વાર સૂત્ર ૧૨૬
—પ્રવચન સારોદ્ધાર દ્વાર ૨૨૧, ગાથા ૧૨૯૪ ૯૮.
—તત્ત્વાર્થ સૂત્ર

## ૩૯૨-અંતરાય કર્મના પાંચ ભેદ

૧ દાનાન્તરાય, ૨ લાભાન્તરાય,
૩ ભોગાન્તરાય, ૪. ઉપભોગાન્તરાય,
૫. વીર્યાન્તરાય

**૧ દાનાન્તરાય**—દાનની સામગ્રી તૈયાર હોય, ગુણવાન પાત્ર આવેલ હોય, દાતાર દાનનુ ફળ પણ જાણતો હોય, છતા જે કર્મના ઉદયથી જીવને દાન કરવાનો ઉત્સાહ થતો નથી તે દાનાન્તરાય કર્મ છે.

**૨. લાભાન્તરાય**—યોગ્ય સામગ્રી હોવા છતા જે કર્મના ઉદયથી અભીષ્ટ (ઇચ્છેલી) વસ્તુની પ્રાપ્તિ થતી નથી તે લાભાન્તરાય કર્મ છે જેમકે દાતાર ઉદાર હોવા છતા, દાનની સામગ્રી હોવા છતા અને માગવાની કળામા કુશળ એવો કોઈ યાચક દાન મેળવી શકતો નથી તે લાભાન્તરાય કર્મનુ ફળ સમજવુ

**૩ ભોગાન્તરાય**—ત્યાગ, પ્રત્યાખ્યાન ન હોવા છતા અને ભોગની ઇચ્છા છતા જે કર્મના ઉદયથી જીવ વિદ્યમાન સ્વાધીન ભોગ

સામગ્રીનો કૃપણતાવશ કે બીજા કારણે ભોગ ન કરી શકે તે ભોગાન્તરાય કર્મ છે.

૪. **ઉપભોગાન્તરાય**—ઉપભોગની વસ્તુ માટે ઉપર પ્રમાણે જાણવું.

૫. **વીર્યાન્તરાય**—શરીર નીરોગી હોય, તરુણ અવસ્થા હોય, બળવાન હોય, છતાં જે કર્મના ઉદયથી જીવ પ્રાણશક્તિ રહિત હોય છે અને સત્ત્વહીનની માફક પ્રવૃત્તિ કરે છે તે વીર્યાન્તરાય કર્મ છે.

વીર્યાન્તરાય કર્મના ત્રણ ભેદ છેઃ—

૧. બાળ વીર્યાન્તરાય,

૨. પંડિત વીર્યાન્તરાય,

૩. બાળ-પંડિત વીર્યાન્તરાય.

૧. **બાળ વીર્યાન્તરાય**—સમર્થ હોવા છતાં અને ઇચ્છા છતાં જેના ઉદયથી જીવ સાંસારિક કાર્ય ન કરી શકે તે બાળ વીર્યાન્તરાય છે.

૨. **પંડિત વીર્યાન્તરાય**—સમ્યગ્દૃષ્ટિ સાધુ મોક્ષની ઇચ્છા રાખવા છતાં પણ જે કર્મના ઉદયથી મોક્ષપ્રાપ્તિ યોગ્ય ક્રિયાઓ કરી ન શકે તે પંડિત વીર્યાન્તરાય છે.

૩. **બાળ-પંડિત વીર્યાન્તરાય**—દેશ વિરતિ ચારિત્રની ઇચ્છા છતાં જે કર્મના ઉદયથી જીવ શ્રાવકની ક્રિયાઓનું પાલન કરી ન શકે તે બાળ-પંડિત વીર્યાન્તરાય છે.

—કર્મગ્રન્થ ભાગ ૧
—પન્નવણા પદ-૨૩

## ૩૯૩-શરીરની વ્યાખ્યા અને તેના ભેદ

જે ઉત્પત્તિ સમયથી માંડી પ્રતિક્ષણ જીર્ણશીર્ણ થતું જાય છે અને શરીર નામકર્મના ઉદયથી ઉત્પન્ન થાય છે, તે શરીર કહેવાય છે. શરીરના પાંચ ભેદ છે:—

૧. ઔદારિક શરીર, ૨. વૈક્રિય શરીર,
૩. આહારક શરીર, ૪. તૈજસ શરીર,
૫. કાર્મણ શરીર.

**૧. ઔદારિક શરીર**—ઉદાર અર્થાત્ પ્રધાન અથવા સ્થૂળ પુદ્‌ગલોથી બનેલું શરીર ઔદારિક કહેવાય છે. તીર્થંકર ગણધરોનાં શરીર પ્રધાન પુદ્‌ગલોથી બનેલાં હોય છે, અને સર્વ સાધારણ શરીર સ્થૂળ અસાર પુદ્‌ગલોથી બનેલાં હોય છે. અથવા—

અન્ય શરીરોની અપેક્ષાએ અવસ્થિત રૂપે વિશાળ અર્થાત્ મોટા પરિમાણવાળું હોવાથી તેને ઔદારિક શરીર કહે છે. વનસ્પતિ કાયની અપેક્ષાએ ઔદારિક શરીરની એક હજાર જોજનની અવસ્થિત અવગાહના છે. અન્ય બધાં શરીરોની અવસ્થિત અવગાહના એથી ઓછી છે. વૈક્રિય શરીરની ઉત્તર વૈક્રિયની અપેક્ષાએ અનવસ્થિત અવગાહના લાખ યોજન છે, પરન્તુ ભવ ધારણીય વૈક્રિય શરીરની અવગાહના તો પાંચસો ધનુષથી વધારે નથી અથવા—

અન્ય શરીરોની અપેક્ષાએ અલ્પ પ્રદેશવાળું અને પરિમાણમાં મોટું હોવાથી તેને ઔદારિક શરીર કહે છે. અથવા—

માંસ, રુધિર, અસ્થિ આદિથી બનેલું શરીર ઔદારિક કહેવાય છે ઔદારિક શરીર મનુષ્ય અને તીર્યંચને હોય છે.

**૨. વૈક્રિય શરીર**—જે શરીરથી વિવિધ અથવા વિશિષ્ટ ક્રિયાઓ થાય છે તે વૈક્રિય શરીર કહેવાય છે. જેમકે એક રૂપ હોય છતાં અનેક રૂપ ધારણ કરવા, અનેક રૂપ હોય છતા એક રૂપ ધારણ કરવું, નાના શરીરને મોટું બનાવવુ અને મોટાને નાનું બનાવવું, પૃથ્વી અને આકાશ પર ચાલવા યોગ્ય શરીર ધારણ કરવું, દૃશ્ય, અદૃષ્ટરૂપ બનવું વગેરે.

વૈક્રિય શરીરના બે પ્રકાર છે —

૧. ઔપપાતિક વૈક્રિય શરીર,

૨. લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર.

જન્મથી જ જે વૈક્રિય શરીર મળે છે તે ઔપપાતિક વૈક્રિય શરીર છે. દેવતા અને નરકના નૈરિયા જન્મથી જ વૈક્રિય શરીરધારી હોય છે અને તે શરીર તે ભવના અંત સુધી રહે છે.

તપ અનુષ્ઠાન આદિથી પ્રાપ્ત થતી લબ્ધિ વિશેષથી પ્રાપ્ત થતું શરીર લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર છે. મનુષ્ય અને તિર્યંચમાં આ લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર હોઈ શકે છે.

**૩. આહારક શરીર**—પ્રાણીદયા, તીર્થંકર ભગવાનની ઋદ્ધિનાં દર્શન, સંશય નિવારણ આદિ પ્રયોજનો માટે ચૌદ પૂર્વધારી મુનિરાજ અન્ય (મહાવિદેહ) ક્ષેત્રમા વિરાજમાન તીર્થંકર ભગવાનની પાસે મોકલવા માટે, લબ્ધિ વિશેષથી અતિ વિશુદ્ધ સ્ફટિક જેવું એક હાથનુ પુતળુ કાઢે છે તે આહારક શરીર કહેવાય છે. ઉક્ત પ્રયોજનો સિદ્ધ થઈ જતા તે મુનિરાજ તે શરીરને છોડી દે છે.

૪. **તૈજસ શરીર**—તેજઃ પુદ્ગળોથી બનેલાં શરીર તૈજસ શરીર કહેવાય છે. પ્રાણીઓનાં શરીરમાં વિદ્યમાન ઉષ્ણતાથી આ શરીરનું અસ્તિત્વ સિદ્ધ થાય છે. આ શરીર આહારનું પાચન કરે છે. તપવિશેષથી પ્રાપ્ત થતી તૈજસ લબ્ધિનું કારણ પણ આ શરીર છે.

૫. **કાર્મણ શરીર**—કર્મોથી બનેલું શરીર કાર્મણ શરીર કહેવાય છે. અથવા જીવના પ્રદેશો સાથે સંલગ્ન થયેલ આઠ પ્રકારના કર્મપુદ્ગલોને કાર્મણ શરીર કહે છે. આ શરીર જ શેષ સર્વે શરીરના બીજરૂપ છે.

પાંચે શરીરોના આ ક્રમનું કારણ એ છે કે પૂર્વપૂર્વનાં શરીરો ઉત્તરોત્તર શરીરની અપેક્ષાએ પ્રદેશ બહુલ (અધિક પ્રદેશવાળા) છે અને પરિમાણમાં સૂક્ષ્મતર છે. તૈજસ અને કાર્મણ શરીર આત્મા સાથે અનાદિ સંબંધવાળા અને બધા ય સંસારી જીવને હોય છે. જીવ વર્તમાન શરીર (મરણદેશ) છોડી નવા ઉત્પતિસ્થાને પણ આ બન્ને શરીર સહિત જ જાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૫
—પન્નવણા પદ ૨૧
—કર્મગ્રન્થ પહેલો

## ૩૯૪-શરીરબંધન નામકર્મના પાંચ ભેદ

જે પ્રમાણે લાખ, ગુંદ આદિ ચીકણા પદાર્થોથી બે ચીજોને પરસ્પર જોડવામાં આવે છે તે પ્રમાણે જે નામકર્મથી પહેલાં ગ્રહણ કરેલ શરીરપુદ્ગલો સાથે વર્તમાનમાં ગ્રહણ થતાં શરીરપુદ્ગલો પરસ્પર બદ્ધ થઈ જાય છે તે શરીરબંધન નામકર્મ કહેવાય છે. તેના પાંચ ભેદ છે:—

૧. ઔદારિક શરીરબંધન નામકર્મ,

૨. વૈક્રિય શરીરબંધન નામકર્મ,

૩. આહારક શરીરબંધન નામકર્મ,

૪. તૈજસ શરીરબંધન નામકર્મ,

૫. કાર્મણ શરીરબંધન નામકર્મ.

**૧. ઔદારિક શરીરબંધન નામકર્મ**—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા અને વર્તમાનમા ગ્રહણ થતાં ઔદારિક પુદ્ગલોનો પરસ્પર અને તૈજસ કાર્મણ શરીર-પુદ્ગલોની સાથે સંબંધ થાય છે તે ઔદારિક શરીરબધન નામકર્મ છે.

**૨. વૈક્રિય શરીરબંધન નામકર્મ**—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલા અને વર્તમાનમાં ગ્રહણ થતાં વૈક્રિય પુદ્ગલોને પરસ્પર અને તૈજસ કાર્મણ શરીરના પુદ્ગલોની સાથે સંબંધ થાય છે તે વૈક્રિય શરીરબંધન નામકર્મ છે.

**૩. આહારક શરીરબંધન નામકર્મ**—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલાં અને વર્તમાનમાં ગ્રહણ થતાં આહારક પુદ્ગલોનો પરસ્પર અને તૈજસ કાર્મણ શરીરના પુદ્ગલોની સાથે સંબંધ થાય છે તે આહારક શરીરબધન નામકર્મ છે.

**૪. તૈજસ શરીરબંધન નામકર્મ**—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલાં અને વર્તમાનમાં ગ્રહણ થતાં તૈજસ પુદ્ગલોનો પરસ્પર અને કાર્મણ શરીરપુદ્ગલોની સાથે સંબંધ થાય છે તે તૈજસ શરીરબંધન નામકર્મ છે.

**૫. કાર્મણ શરીરબંધન નામકર્મ**—જે કર્મના ઉદયથી પૂર્વે ગ્રહણ કરેલાં અને વર્તમાનમાં ગ્રહણ થતાં પુદ્દગલોનો પરસ્પર સંબંધ થાય છે તે કાર્મણ શરીરબંધન નામકર્મ છે.

ઔદારિક, વૈક્રિય અને આહારક તે ત્રણ શરીરોની ઉત્પત્તિ સમયે સર્વ બંધ અને બાદમાં દેશ બંધ થાય છે. તૈજસ અને કાર્મણ શરીરની નવી ઉત્પત્તિ ન થવાથી તેમાં હમેશાં દેશ બંધજ થાય છે.

—કર્મગ્રન્થ ભાગ ૧ અને ૬

—પ્રવચન સારોદ્ધાર ગાથા, ૧૨૫૧ થી ૭૫.

## ૩૯૫-સંઘાત નામકર્મના પાંચ ભેદ

પૂર્વે ગ્રહણ કરેલાં ઔદારિક શરીર આદિ પુદ્દગલોનો વર્તમાનમા ગ્રહણ થતાં ઔદારિક આદિ પુદ્દગલોની સાથે સંબંધ થવો તે બંધ કહેવાય છે.

પરન્તુ આ સંબંધ ત્યારે જ બને છે કે જ્યારે પુદ્દગલ એકત્રિત થઈ સન્નિહિત થાય. સંઘાત નામકર્મનું એ જ કાર્ય છે કે તે ગ્રહણ કરેલાં અને ગ્રહણ કરાતાં શરીર-પુદ્દગલોને પરસ્પર સન્નિહિત કરી વ્યવસ્થિત રૂપે સ્થાપિત કરે છે. ત્યાર બાદ બંધ નામકર્મથી તેઓ સંબદ્ધ થઈ જાય છે. જેવી રીતે દાંતલીથી અહીંતહીં છૂટું પડેલું ઘાસ ભેળું કરી વ્યવસ્થિત કરવામાં આવે છે ત્યાર બાદ તેને ગાસડીમાં બાંધવામાં આવે છે. જે કર્મના ઉદયથી વર્તમાનમાં ગ્રહણ કરેલ નવીન શરીર-પુદ્દગલ પૂર્વે ગ્રહણ કરેલાં શરીર-પુદ્દગલોની પાસે વ્યવસ્થાપૂર્વક સ્થાપિત થાય છે તે સંઘાત નામકર્મ છે.

સંઘાત નામકર્મના પાચ ભેદ છે:—

૧ ઔદારિક શરીરસંઘાત નામકર્મ,

૨ વૈક્રિય શરીરસંઘાત નામકર્મ,

૩ આહારક શરીરસંઘાત નામકર્મ,

૪ તૈજસ શરીરસંઘાત નામકર્મ,

૫ કાર્મણ શરીરસંઘાત નામકર્મ.

ઔદારિક શરીરસંઘાત નામકર્મ—જે કર્મના ઉદયથી ઔદારિક શરીર રૂપે પરિણત પૂર્વે ગ્રહણ કરેલા અને વર્તમાનમા ગ્રહણ થતા પુદ્ગલોનું પરસ્પર સાન્નિધ્ય હોય અર્થાત્ એકત્રિત થઈ તેઓ એકબીજા પાસે વ્યવસ્થાપૂર્વક સ્થિત થાય તે ઔદારીક શરીરસંઘાત નામકર્મ છે.

તે પ્રમાણે શેષ ચાર સંઘાતનુ સ્વરૂપ પણ જાણવુ

—કર્મગ્રન્થ પ્રથમ ભાગ

—પ્રવચન સારોદ્ધાર ગાથા, ૧૨૫૧ થી ૭૨

## ૩૯૬-પાંચ ઇન્દ્રિયો

આત્મા સર્વ વસ્તુઓનું જ્ઞાન કરવા અને ભોગ કરવા રૂપ ઐશ્વર્ય યુક્ત હોવાથી ઇન્દ્ર કહેવાય છે આત્માના ચિહ્નને ઇન્દ્રિય કહેવાય છે અથવા—

ઇન્દ્ર અર્થાત્ આત્મા દ્વારા દૃષ્ટ, રચિત, સેવિત અને આપેલી હોવાથી શ્રોત, ચક્ષુ આદિ ઇન્દ્રિયો કહેવાય છે અથવા—

ત્વચા, નેત્ર આદિ સાધનો દ્વારા શરદી, ગરમી, કાળું, પીળું વગેરે વિષયોનું જ્ઞાન થાય છે અને જે અંગોપાંગ અને નિર્માણ નામ-કર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે તે ઇન્દ્રિય કહેવાય છે.

ઇન્દ્રિયના પાચ ભેદ —

૧ શ્રોતેન્દ્રિય, ૨ ચક્ષુરિન્દ્રિય,
૩ ઘ્રાણેન્દ્રિય ૪ રસનેન્દ્રિય, ૫ સ્પર્શેન્દ્રિય

**૧. શ્રોતેન્દ્રિય**—જેના દ્વાન જીવ, અજીવ અને મિશ્ર શબ્દનું ગ્રાન થાય છે તેને શ્રોતેન્દ્રિય કહે છે

**૨ ચક્ષુરિન્દ્રિય**—જેના દ્વારા આત્મા પાચ વર્ણોનું ગ્રાન કરે છે તે ચક્ષુરિન્દ્રિય કહેવાય છે

**૩. ઘ્રાણેન્દ્રિય**—જેના દ્વારા આત્મા સુગધ અને દુર્ગંધને જાણે છે તે ઘ્રાણેન્દ્રિય કહેવાય છે

**૪. રસનેન્દ્રિય**—જેના દ્વારા આત્માને પાચ પ્રકારના રસોનુ ગ્રાન થાય છે તે રસેન્દ્રિય કહેવાય છે

**૫. સ્પર્શેન્દ્રિય**—જેના દ્વારા આઠ પ્રકારના સ્પર્શોનું ગ્રાન થાય છે તે સ્પર્શેન્દ્રિય કહેવાય છે

—પન્નવણા પદ ૧૫
—ઠાણાગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૩
—જૈન સિદ્ધાત પ્રવેશિકા

## ૩૯૭-પાંચ ઇન્દ્રિયોનાં સ્થાન

ઇન્દ્રિયોની વિશેષ પ્રકારની બનાવટને સંસ્થાન કહે છે ઇન્દ્રિયો ના સસ્થાન બે પ્રકારે છે બાહ્ય અને આભ્યતર ઇન્દ્રિઓના બાહ્ય

સંસ્થાન જુદાજુદા જીવોનાં જુદાંજુદાં હોય છે. કિન્તુ આભ્યંતર સંસ્થાન સર્વે જીવોનાં એક સરખા હોય છે. તેથી અહીં ઇન્દ્રિઓના આભ્યંતર સંસ્થાન આપવામાં આવે છે.

૧. શ્રોતેન્દ્રિયનું સંસ્થાન કદમ્બના ફુલ જેવું છે,
૨. ચક્ષુરિન્દ્રિયનું સંસ્થાન મસૂરની દાળ જેવું છે,
૩. ઘ્રાણેન્દ્રિયનો આકાર લુહારની ધમણ જેવો છે,
૪. રસનેન્દ્રિયનો આકાર છૂરપલા(અસ્ત્રા)ની ધાર જેવો છે.
૫. સ્પર્શેન્દ્રિયના આકાર અનેક પ્રકારના છે.

—પન્નવણા પદ ૧૫
—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૩ ટીકા.

## ૩૯૮-પાંચ ઇન્દ્રિયોનું વિષય(શક્તિ)પરિમાણ

શ્રોતેન્દ્રિય જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગથી ઉત્કૃષ્ટ બાર જોજનમાં આવેલ, શબ્દાન્તર અને વાયુ આદિથી અપ્રતિહત (અછિન્ન) શક્તિવાળા, શબ્દ-પુદ્ગલોને વિષય કહે છે.

શ્રોતેન્દ્રિય કાનમાં પ્રવિષ્ટ થયેલ શબ્દોને સ્પર્શીને જાણે છે.

ચક્ષુરિન્દ્રિય જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગથી ઉત્કૃષ્ટ એક લાખ યોજન ઝાઝેરે આતરે રહેલ અવ્યવહિત (અછિન્ન) રૂપને જુએ છે. ચક્ષુરિન્દ્રિય અપ્રવિષ્ટ છે. તેથી ચક્ષુરિન્દ્રિયને વિષે અભિમુખ પુદ્ગલો આવીને પ્રવેશ કરતાં નથી. ચક્ષુરિન્દ્રિય રૂપનો સ્પર્શ કરીને તેનું જ્ઞાન કરતી નથી.

ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય, અને સ્પર્શેન્દ્રિય—આ ત્રણે ઇન્દ્રિયો જઘન્ય અંગુલના અસંખ્યાતમા ભાગ, ઉત્કૃષ્ટ ૯ યોજન સુધીના અવ્યવહિત (અછિન્ન) વિષયોને સ્પર્શ કરીને જાણે છે.

ઇન્દ્રિયોનું જે વિષય-પરિમાણ છે તે આત્માંગુલથી લેવું.

—પન્નવણા પદ ૧૫

## ૩૯૯-પાંચ નામ ગુણ

૧. શબ્દ, ૨. રૂપ, ૩. ગંધ,
૪. રસ, ૫. સ્પર્શ.

આ પાંચે ય ક્રમશઃ પાંચ ઇન્દ્રિયોના વિષય છે. આ પાંચ કામ અર્થાત્ અભિલાષા ઉત્પન્ન કરનાર ગુણ છે, તેથી કામ-ગુણ કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂ. ૩૯૦.

## ૪૦૦-પાંચ અનુત્તર વિમાન

૧. વિજય, ૨. વૈજયન્ત, ૩. જયન્ત,
૪. અપરાજિત, ૫. સર્વાર્થસિદ્ધ.

આ વિમાનો અનુત્તર અર્થાત્ સર્વોત્તમ છે અને આ વિમાનોમાં રહેતા દેવોના શબ્દ યાવત સ્પર્શ સર્વશ્રેષ્ઠ હોય છે, તેથી તે અનુત્તર વિમાન કહેવાય છે. શ્રેષ્ઠ સાધુ એક છટ્ઠ(બે ઉપવાસ)થી જેટલાં કર્મ ક્ષય કરે છે તેટલાં કર્મો જે મુનિઓનાં બાકી રહી જાય છે તે અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે. સર્વાર્થસિદ્ધ વિમાનવાસી દેવોના જીવો તો સાત લવની સ્થિતિ ઓછી રહેવાથી ત્યાં ઉત્પન્ન થાય છે.

જો તેટલું આયુષ્ય વધારે હોત તો કર્મનો ક્ષય કરી તદ્ભવ સિદ્ધ થાત

—પન્નવણા પદ ૧

—ભગવતી શતક ૧૪, ઉદ્દેશા ૭

## ૪૦૧-ઇન્દ્રસ્થાનની પાંચ સભાઓ

ચમર આદિ ઇન્દ્રોને રહેવાનુ સ્થાન, ભવન નગર અથવા વિમાન ઇન્દ્રસ્થાન કહેવાય છે ઇન્દ્રસ્થાનમા પાચ સભાઓ હોય છે —

૧ સુધર્મા સભા, ૨ ઉપપાત સભા,

૩ અભિષેક સભા, ૪ અલકાર સભા,

૫ વ્યવસાય સભા

**૧. સુધર્મા સભા**—જ્યા દેવતાઓની શય્યા હોય છે તે સુધર્મા સભા છે

**૨. ઉપપાત સભા**—જ્યા જીવ દેવતા રૂપે ઉત્પન્ન થાય છે તે ઉપપાત સભા છે

**૩. અભિષેક સભા**—જ્યા ઇન્દ્રનો રાજ્યાભિષેક થાય છે તે અભિષેક સભા છે.

**૪. અલકાર સભા**—જ્યા દેવતા અલકાર પહેરે છે તે અલકાર સભા છે

**૫. વ્યવસાય સભા**—જ્યા પુસ્તકો વાચી તત્ત્વોનો નિશ્ચય કરવામા આવે છે તે વ્યવસાય સભા છે

—ઠાણાગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૭૨

## ૪૦ર-દેવોની પાંચ પરિચારણા

વેદજનિત બાધા થતા તેને શાન્ત કરવી તે પરિચારણા કહેવાય છે પરિચારણાના પાચ ભેદ છે.—

૧. કાય પરિચારણા, ૨ સ્પર્શ પરિચારણા,
૩ રૂપ પરિચારણા, ૪ શબ્દ પરિચારણા,
૫ મન પરિચારણા

ભવનપતિ, વ્યતર, જ્યોતિષી અને સૌધર્મ, ઈશાન દેવલોકના દેવતાઓ **કાય પરિચારણાવાળા** છે, અર્થાત્ શરીર દ્વારા મનુષ્ય સ્ત્રી પુરુષોની માફક મૈથુન સેવે છે, એ પ્રમાણે પોતાની વેદજનિત બાધાને શાન્ત કરે છે.

ત્રીજા સનત્કુમાર અને ચોથા મહેન્દ્ર દેવલોકના દેવતાઓ **સ્પર્શ પરિચારણાવાળા** છે, અર્થાત્ દેવો દેવીઓના અગોપાગનો સ્પર્શ કરીને જ પોતાની વેદજનિત બાધાને શાન્ત કરે છે

પાચમા બ્રહ્મલોક અને છઠ્ઠા લાતક દેવલોકના દેવતાઓ **રૂપ પરિચારણાવાળા** છે, અર્થાત્ તે દેવતાઓ દેવીઓના રૂપને જોઈને જ વેદજનિત બાધાની તૃપ્તિ મેળવે છે

સાતમા મહાશુક્ર અને આઠમા સહસ્રાર દેવલોકમા દેવતા **શબ્દ પરિચારણાવાળા** છે તેઓ માત્ર દેવીઓના શબ્દ સાભળીને વેદજનિત બાધાથી નિવૃત્ત થાય છે

બાકીના ચાર—આણત, પ્રાણત, આરણ અને અચ્યુત દેવલોકના

દેવના મન પરિચારણાવાળા છે, અર્થાત્ સંકલ્પ માત્રથી જ તેઓ તૃપ્ત થઈ જાય છે.

નવ ગ્રૈવેયક અને પાચ અનુત્તર વિમાનવાસી દેવો પરિચારણા રહિત હોય છે. તેમને મોહનો ઉદય ઓછો રહે છે તેથી તેઓ પ્રશમ સુખમા જ તલ્લીન રહે છે.

કાય પરિચારણાવાળા દેવો કરતા સ્પર્શ પરિચારણાવાળા દેવો અનતગુણ સુખનો અનુભવ કરે છે એ પ્રમાણે ઉત્તરોત્તર રૂપ, શબ્દ, મનની પરિચારણાવાળા દેવો પૂર્વપૂર્વથી અનતગુણ સુખનો અનુભવ કરે છે. પરિચારણા રહિત દેવતા તેથી વિશેષ અનંતગુણ સુખનો અનુભવ કરે છે.

—પન્નવણા ૫૬,૩૪
—ઠાણાગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૦૨.

## ૪૦૩-જ્યોતિષી દેવના પાંચ ભેદ

૧. ચંદ્ર, ૨. સૂર્ય, ૩. ગ્રહ, ૪. નક્ષત્ર, ૫. તારા.

મનુષ્ય ક્ષેત્રવર્તી અર્થાત્ માનુષોત્તર પર્વત પર્યંત અઢી દ્વીપમાં રહેલા જ્યોતિષી દેવો હમેશા મેરુ પર્વતની પ્રદક્ષિણા કરીને ચાલે છે. માનુષોત્તર પર્વતની આગળ રહેનાર સર્વે જ્યોતિષી દેવો સ્થિર રહે છે.

જમ્બુ દ્વીપમાં બે ચંદ્ર, બે સૂર્ય, ૧૭૬ ગ્રહ, છપ્પન નક્ષત્ર અને ૧૩૩૯૫૦ ક્રોડાક્રોડી તારા છે. લવણ સમુદ્રમા ચાર, ધાતકી ખંડમા બાર, કાળોદધિમા બેંતાલીશ અને અર્ધ પુષ્કર દ્વીપમાં ૭૨ ચંદ્ર છે. તે ક્ષેત્રોમા ચંદ્રની સંખ્યા પ્રમાણે સૂર્યની સંખ્યા પણ જાણવી. આ પ્રમાણે અઢી દ્વીપમા ૧૩૨ ચંદ્ર અને ૧૩૨ સૂર્ય છે.

એક ચંદ્રનો પરિવાર ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર અને ૬૬૬૭૫ કોડા-કોડી તારા છે. આ પ્રમાણે અઢી દ્વીપમાં તેનાથી ૧૩૨ ગુણા નક્ષત્ર, ગ્રહ અને તારા છે.

ચંદ્રથી સૂર્ય, સૂર્યથી ગ્રહ, ગ્રહથી નક્ષત્ર અને નક્ષત્રથી તારા શીઘ્ર ગતિવાળા છે.

મધ્ય લોકમાં આવેલ મેરુ પર્વતના સમભૂમિ ભાગથી ૭૯૦ જોજનથી ૯૦૦ જોજન સુધી, અર્થાત્ ૧૧૦ જોજનની ઊંચાઈમાં જ્યોતિષી દેવોનાં વિમાનો છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૦૧.
—જીવાજીવાભિગમ પ્રતિપત્તિ ૩

## ૪૦૪-પાંચ સંવત્સર

એક વર્ષને સંવત્સર કહે છે. સંવત્સર પાંચ છેઃ—

૧. નક્ષત્ર સંવત્સર, ૨. યુગ સંવત્સર,
૩. પ્રમાણ સંવત્સર, ૪. લક્ષણ સંવત્સર,
૫. શનૈશ્ચર સંવત્સર,

**૧. નક્ષત્ર સંવત્સર**—ચંદ્રમાના અઠ્ઠાવીસ નક્ષત્રોમાં રહેવાના કાળને નક્ષત્ર માસ કહે છે. બાર નક્ષત્ર માસનું સંવત્સર નક્ષત્ર સંવત્સર કહેવાય છે.

**૨. યુગ સંવત્સર**—ચંદ્ર આદિ પાંચ સંવત્સરનો એક યુગ થાય છે. યુગના એક દેશરૂપ સંવત્સરને યુગ સંવત્સર કહે છે. યુગ સંવત્સર પાંચ પ્રકારના હોય છે.—

૧ ચંદ્ર, ૨ ચંદ્ર, ૩ અભિવર્ધિત,
૪ ચંદ્ર, ૫. અભિવર્ધિત.

**૩. પ્રમાણ સંવત્સર**—નક્ષત્ર આદિ સંવત્સરનું જ્યારે દિવસોના પરિમાણની પ્રધાનતાથી વર્ણન કરવામાં આવે છે ત્યારે તે જ પ્રમાણ સંવત્સર કહેવાય છે. પ્રમાણ સંવત્સરના પાંચ ભેદ છેઃ—

૧. નક્ષત્ર, ૨. ચદ્ર, ૩. ઋતુ, ૪. આદિત્ય, ૫. અભિવર્ધિત.

નક્ષત્ર પ્રમાણ સંવત્સર—નક્ષત્ર માસ ૨૭$\frac{૨૧}{૬૭}$ દિવસનો હોય છે. એવા બાર માસ અર્થાત્ ૩૨૭$\frac{૫૧}{૬૭}$ દિવસોનુ એક નક્ષત્ર પ્રમાણ સંવત્સર કહેવાય છે.

ચદ્ર પ્રમાણ સંવત્સર—કૃષ્ણ પ્રતિપદા(વદ એકમ)થી શરૂ કરી પૂર્ણ માસે સમાપ્ત થતો ૨૯$\frac{૩૨}{૬૨}$ દિવસનો માસ ચાંદ્ર માસ કહેવાય છે. બાર ચાંદ્ર માસ અર્થાત્ ૩૫૪$\frac{૧૨}{૬૨}$ દિવસોનું એક ચંદ્ર પ્રમાણ સંવત્સર થાય છે.

ઋતુ પ્રમાણ સંવત્સર—૬૦ દિવસની એક ઋતુ પ્રસિદ્ધ છે. ઋતુના અર્ધા ભાગને ઋતુ માસ કહે છે. ઋતુ માસ ૩૦ દિવસનો હોય છે. બાર ઋતુ માસ અર્થાત્ ૩૬૦ દિવસનું એક ઋતુ પ્રમાણ સંવત્સર થાય છે.

આદિત્ય પ્રમાણ સંવત્સર—આદિત્ય (સૂર્ય) ૧૮૩ દિવસ દક્ષિણાયન અને ૧૮૩ દિવસ ઉત્તરાયણમાં રહે છે. દક્ષિણાયન અને ઉત્તરાયણના ૩૬૬ દિવસોનું વર્ષ આદિત્ય સંવત્સર કહેવાય છે. અથવા—

સૂર્યના ૨૮ નક્ષત્ર અને ૧૨ રાશિના ભોગના કાળને આદિત્ય સંવત્સર કહે છે. સૂર્ય ૩૬૬ દિવસોમાં ઉક્ત નક્ષત્ર અને રાશિઓને

ભોગવે છે. આદિત્ય માસ ૩૦½ દિવસનો છે.

અભિવર્ધિત સંવત્સર—ચંદ્ર સંવત્સરમાં એક માસ વધારીને તેર માસના સંવત્સરને અભિવર્ધિત સંવત્સર કહે છે. અથવા—

૩૧$\frac{121}{124}$ દિવસોનો એક અભિવર્ધિત માસ થાય છે. બાર અભિવર્ધિત માસનું એક અભિવર્ધિત સંવત્સર થાય છે.

૪. **લક્ષણ સંવત્સર**—એ જ ઉપરોક્ત નક્ષત્ર, ચંદ્ર, ઋતુ, આદિત્ય અને અભિવર્ધિત સંવત્સર લક્ષણપ્રધાન હોવાથી લક્ષણ સંવત્સર કહેવાય છે. તેનાં લક્ષણ નિમ્ન પ્રકારે છે:—

નક્ષત્ર સંવત્સર—કોઈ નક્ષત્રો સ્વભાવથી જ નિશ્ચિત તિથિઓમાં આવે છે, જેમકે કાર્તિક પૂર્ણમાસીમાં કૃત્તિકા, માર્ગશીર્ષમાં મૃગશિર અને પોષી પૂર્ણિમામાં પુષ્ય આદિ. જ્યારે આ નક્ષત્રો બરાબર પોતાની તિથિઓમાં હોય અને ઋતુ પણ યથા સમય શરૂ થાય, શીત અને ઉષ્ણતાની અધિકતા ન હોય અને પાણી અધિક હોય, આવાં લક્ષણોવાળું સંવત્સર નક્ષત્ર સંવત્સર કહેવાય છે.

ચંદ્ર સંવત્સર—જે સંવત્સરમાં પૂર્ણિમાની પૂરી રાત્રી ચંદ્રથી પ્રકાશમાન રહે, નક્ષત્ર વિષમચારી હોય, અને જેમાં શીત, ઉષ્ણ અને પાણીની અધિકતા હોય, આવાં લક્ષણવાળા સંવત્સરને ચંદ્ર સંવત્સર કહે છે.

ઋતુ સંવત્સર—જે સંવત્સરમાં અકાળે વૃક્ષ અંકુરિત અને, વિના ઋતુએ વૃક્ષોમાં પુષ્પ અને ફળ આવે, અને વરસાદ બરાબર સમયે પડે, આવાં લક્ષણવાળા સંવત્સરને ઋતુ સંવત્સર કહે છે.

આદિત્ય સંવત્સર—જે સંવત્સરમાં સૂર્ય, પુષ્પ અને ફળોને પૃથ્વી, પાણીના માધુર્ય, સ્નિગ્ધતા આદિ રસ આપે છે અને તેથી થોડા

વરસાદ થવા છતા પણ ખૂબ ધાન્ય પેદા થાય છે, એવાં લક્ષણોવાળુ સંવત્સર આદિત્ય સંવત્સર કહેવાય છે.

અભિવર્ધિત સંવત્સર—જે સંવત્સરમાં ક્ષણ, લવ (૪૯ ઉશ્વાસ પ્રમાણ) દિવસ અને ઋતુ સૂર્યના તેજથી તપ્ત થઈ વ્યતીત થાય છે. અહીં સૂર્યના તાપથી પૃથ્વી આદિના તપવા છતાં ક્ષણ, લવ, દિવસ આદિમાં તાપનો ઉપચાર કરેલ છે તથા જેમાં વાયુથી ઉડેલ ધૂળથી સ્થળ ભરાઈ જાય છે, એવા લક્ષણોથી યુક્ત સંવત્સરને અભિવર્ધિત સંવત્સર કહે છે.

૫. **શનૈશ્ચર સંવત્સર**—જેટલા કાળમાં શનિ એક નક્ષત્રને ભોગવે છે તે શનૈશ્ચર સંવત્સર છે નક્ષત્ર ૨૮ છે, તેથી શનૈશ્ચર સવત્સર પણ નક્ષત્રોના નામથી ૨૮ પ્રકારના છે. અથવા—

૨૮ નક્ષત્રોના ત્રીસ વર્ષ પરિમાણ ભોગકાળને નક્ષત્ર સંવત્સર કહે છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૦.

—પ્રવચન સારોદ્ધાર દ્વાર ૧૪૨, ગાથા ૯૦૧.

## ૪૦૫-પાંચ અશુભ ભાવના

૧. કંદર્પ ભાવના, ૨. કિલ્વિષી ભાવના,
૩. આભિયોગી ભાવના, ૪. આસુરી ભાવના,
૫. સમ્મોહી ભાવના.

—પ્રવચન સારોદ્ધાર દ્વાર ૭૩

—ઉત્તરાધ્યયન અધ્યયન ૩૬

## ૪૦૬-કંદર્પ ભાવનાના પાંચ પ્રકાર

૧. કંદર્પ, (કામકથાનો સંલાપ) ૨. કૌત્કુચ્ય,
૩ દુ:શીલતા, ૪. હાસ્યોત્પાદન, ૫. પરવિસ્મયોત્પાદન.

૧. કંદર્પ—અટ્ટહાસ્ય કરવું, હાસી મજાક કરવી, સ્વચ્છંદી બની ગુરુ આદિને ઉદ્દતાઈથી વક્ર વચન કહેવા, કામકથા કરવી, કામનો ઉપદેશ દેવો, કામની પ્રશંસા કરવી આદિ કંદર્પ છે.

૨. કૌત્કુચ્ય—ભાંડની માફક ચેષ્ટા કરવા તે કૌત્કુચ્ય છે. કાયા અને વચનના ભેદથી તેના બે પ્રકાર છે —

કાયકૌત્કુચ્ય—વિકારવાળી ચેષ્ટા કરવી, જેમકે નેત્ર, મુખ, દાંત, હાથ, પગ આદિથી બીજાને હસાવવા તે કાયકૌત્કુચ્ય છે.

વાક્કૌત્કુચ્ય—અન્ય પ્રાણીઓની બોલીની નકલ કરવી, મોઢેથી વાજું વગાડવું, હાસ્યજનક વચન કહેવા વગેરે વાક્કૌત્કુચ્ય છે.

૩. દુ:શીલતા—દુષ્ટ સ્વભાવ હોવો તે દુ:શીલતા છે સંભ્રમ અને આવેશવશ, વિચાર્યા વિના, ઉતાવળથી બોલવું, મદમાતા બળદની માફક જલદીથી ચાલવું, સર્વે કાર્યો વિચાર કર્યા વિના અધીરપણે કરવા ઇત્યાદિ કાર્યો દુ:શીલતા છે.

૪. હાસ્યોત્પાદન—અન્યના વિરૂપ વિષે અને ભાષા વિષયક છિદ્રોની ગવેષણા કરવી અને ભાંડની માફક તે પ્રમાણે વિચિત્ર વેશ બનાવી અને શબ્દો બોલી દર્શક અથવા શ્રોતાઓને હસાવવા અને સ્વયં હસવું તે હાસ્યોત્પાદન છે

૫. પરવિસ્મયોત્પાદન—ઇન્દ્રજાળ વગેરે કુતૂહલ, નાટક, મંત્ર, તંત્ર, યંત્ર વગેરેથી અન્યને વિસ્મિત કરવા તેને પરવિસ્મયોત્પાદન કહે છે.

## ૪૦૭-કિલ્વિષી ભાવનાના પાંચ પ્રકાર

(૧) શ્રુતજ્ઞાન, (૨) કેવળી, (૩) ધર્માચાર્ય, (૪) સંઘ અને (૫) સાધુ—એ પાંચેના અવર્ણવાદ બોલવા, એમનામાં ન હોય તેવા દોષ બતાવવા વગેરે પાંચ કિલ્વિષી ભાવનાના પ્રકાર છે.

તેમની સાથે માયાવી બનવું તે પણ કિલ્વિષી ભાવનામાં ગણવામા આવે છે. ક્યાંક ક્યાંક "સંઘ અને સાધુ"ને બદલે સર્વ સાધુના અવર્ણવાદ બોલવા એ ચોથો પ્રકાર બતાવી માયાવી થવું એ પાચમો પ્રકાર બતાવેલ છે

માયાવી—માણસોને રીઝવવા માટે કપટ કરનાર, મહાપુરુષો પ્રત્યે સ્વભાવથી કઠોર, વાતવાતમાં નાખુશ અને ખુશ થનાર, ગૃહસ્થોની ચાપલૂસી (ખુશામત) કરનાર, પોતાની શક્તિને ગોપવનાર અને અન્યના વિદ્યમાન ગુણોને ઢાકનાર પુરુષ માયાવી કહેવાય છે તે ચોરની માફક હમેશાં સર્વ કાર્યોમાં શંકાશીલ રહે છે અને કપટાચારી હોય છે.

## ૪૦૮-આભિયોગી ભાવનાના પાંચ પ્રકાર

૧. કૌતુક, ૨. ભૂતિકર્મ, ૩. પ્રશ્ન,
૪. પ્રશ્નાપ્રશ્ન, ૫ નિમિત્ત

૩. **પ્રશ્ન**—પોતાના લાભાલાભ માટે અન્યને પૂછવું અથવા પોતે અંગૂઠી, ખડ્ગ, દર્પણ, પાણી આદિમાં જોવું તે પ્રશ્ન છે.

**કૌતુક, ભૂતિકર્મ, પ્રશ્નાપ્રશ્ન, નિમિત્ત**ની વ્યાખ્યાઓ માટે બોલ નં. ૩૫૧ પૃષ્ઠ નં. ૯૯ જુઓ.

આ કૌતુકાદિ પોતાના ગૌરવ આદિ માટે કરનાર સાધુ અભિયોગી ભાવનાવાળો છે. પણ ગૌરવ રહિત અતિશય જ્ઞાની સાધુ નિસ્પૃહ ભાવથી તીર્થોન્નતિ આદિના નિમિત્તે અપવાદરૂપે તેનો પ્રયોગ કરે તો તે આરાધક છે અને તીર્થની ઉન્નતિ કરવાથી ઉચ્ચ ગોત્ર બાંધે છે.

## ૪૦૯-આસુરી ભાવનાના પાંચ ભેદ

૧. સદા વિગ્રહશીલતા, ૨. સંસક્ત તપ,
૩. નિમિત્ત કથન, ૪. નિષ્કૃપતા,
૫. નિરનુકંપા.

**૧. સદા વિગ્રહશીલતા**—હમેશાં લડાઈ-ઝગડા કરતા રહેવું, કરીને પશ્ચાત્તાપ ન કરવો, અન્યના ખમાવવા છતાં પણ પ્રસન્ન ન થવું અને હમેશાં વિરોધભાવ રાખવો તે સદા વિગ્રહશીલતા છે.

**૨. સંસક્ત તપ**—આહાર, ઉપકરણ, શય્યા વગેરેમાં આસક્ત સાધુ આહારાદિ માટે અનશન આદિ તપ કરે તે સંસક્ત તપ છે.

**૩. નિમિત્ત કથન**—અભિમાનાદિ વશ લાભ, અલાભ, સુખ, દુઃખ, જીવન, મરણ વિષે ત્રણ કાળ સંબંધી નિમિત્ત કહેવું તે નિમિત્ત કથન છે.

**૪. નિષ્કૃપતા**—સ્થાવર આદિ સત્ત્વોને અજીવ માની તેને માટે દયાભાવની ઉપેક્ષા કરવી અથવા બીજા કાર્યોમાં ઉપયોગ ન રાખી આસન, શયન, ગમન આદિ ક્રિયા કરવી અને અન્યના કહેવા છતાં પશ્ચાત્તાપ પણ ન કરવો તે નિષ્કૃપતા છે.

**૫. નિરનુકંપા**—કૃપાપાત્ર દુઃખી પ્રાણીને જોઈ ક્રૂર પરિણામજન્ય કઠોરતા રાખવી અને દુઃખી જીવોના દુઃખનો અનુભવ ન કરવો તે નિરનુકંપા છે.

## ૪૧૦-સંમોહી ભાવનાના પાંચ પ્રકાર

૧. ઉન્માર્ગ દેશના, ૨. માર્ગદૂષણ,
૩. માર્ગ વિપ્રતિપત્તિ, ૪ મોહ,
૫. મોહજનન.

**૧. ઉન્માર્ગ દેશના**—જ્ઞાનાદિ ધર્મમાર્ગ ઉપર દોષ ન મૂકતાં, સ્વ પરના અહિત માટે સૂત્રથી વિપરીત માર્ગ કહેવો તે ઉન્માર્ગ દેશના છે.

**૨. માર્ગદૂષણ**—પારમાર્થિક જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ સત્ય ધર્મમાર્ગમા અને તેનુ પાલન કરતા સાધુઓમાં સ્વકલ્પિત દૂષણ બતાવવા તે માર્ગદૂષણ છે

**૩. માર્ગ વિપ્રતિપત્તિ**—જ્ઞાનાદિરૂપ ધર્મમાર્ગ ઉપર દોષ મૂકી, અમુક અંશે સૂત્ર વિરુદ્ધ માર્ગનો અંગીકાર કરવો તે માર્ગ વિપ્રતિપત્તિ છે.

**૪. મોહ**—જ્ઞાનાદિ અતિગહન વિષયો સંબંધમાં મંદ બુદ્ધિવાળા પુરુષોના વિચારોમા મોહ પામવું તથા અન્ય તીર્થીઓની વિવિધ ઋદ્ધિ જોઈ લલચાવું તે મોહ છે.

**૫. મોહજનન**—સદ્ભાવ અથવા કપટથી અન્ય દર્શનોમા બીજાઓને મોહ ઉપજાવવો તે મોહજનન છે. એવું કરનાર પ્રાણીને બોધબીજ રૂપ સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી.

આ (બોલ નં. ૪૦૬ થી ૪૧૦ની) પચીસ ભાવનાઓ ચારિત્રમાં વિઘ્નકર્તા છે. તેનો નિરોધ કરવાથી સમ્યક્ ચારિત્ર પ્રાપ્ત થાય છે.

બોલ નં ૪૦૫થી૪૧૦ માટે પ્રમાણ:
—પ્રવચન સારોદ્ધાર દ્વાર ૭૩
—ઉત્તરાધ્યયન અધ્યયન ૩૬, ગાથા ૨૬૧-૨૬૪.

## ૪૧૧-સાંસારિક નિધિના પાંચ ભેદ

વિશિષ્ટ રત્ન સુવર્ણાદિ દ્રવ્ય જેમાં રાખવામાં આવે તે પાત્રાદિને નિધિ કહે છે. નિધિની માફક જે આનંદ અને સુખના સાધનરૂપ હોય તેને પણ નિધિ કહે છે.

નિધિ પાંચ છે:—

૧. પુત્રનિધિ, ૨. મિત્રનિધિ,
૩. શિલ્પનિધિ, ૪. ધનનિધિ,
૫. ધાન્યનિધિ.

**૧. પુત્રનિધિ**—પુત્ર સ્વભાવથી જ માતા પિતાના આનદ અને સુખનું કારણ છે અને નિર્વાહનો હેતુ પણ છે, તેથી તે નિધિરૂપ છે.

**૨. મિત્રનિધિ**—મિત્ર અર્થ અને કામનો સાધક હોવાથી આનંદનો હેતુ છે, તેથી તે પણ નિધિરૂપ છે.

**૩. શિલ્પનિધિ**—શિલ્પ એટલે ચિત્રાદિ જ્ઞાન. અહીં શિલ્પનો આશય સર્વ વિદ્યાઓ છે. તે વિદ્યાઓ ચાર પુરુષાર્થની સાધક હોવાથી આનંદ અને સુખરૂપ છે, તેથી તેને શિલ્પ-વિદ્યાનિધિ કહે છે.

૪. ધનનિધિ અને ૫. ધાન્યનિધિ—આ વાસ્તવિક નિધિ-રૂપ છે.

આ પાંચે ય નિધિ દ્રવ્ય નિધિ છે. કુશળ અનુષ્ઠાનનું સેવન તે ભાવ નિધિ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૮.

## ૪૧૨-પાંચ ધાવ (ધાત્રી)

બાળકનું પાલનપોષણ કરવા માટે રાખવામાં આવતી સ્ત્રી ધાવ કહેવાય છે. તેના પાંચ પ્રકાર:—

૧ ક્ષીરધાવ,
૨ મજ્જનધાવ,
૩. મંડનધાવ,
૪ ક્રીડનધાવ,
૫. અંકધાવ.

બાળકને અનુક્રમે સ્તનપાન કરાવનાર, સ્નાન કરાવનાર, આભૂષણો વગેરે પહેરાવનાર, રમાડનાર અને ખોળામાં બેસાડનાર અથવા સુવડાવનાર ધાવ ક્ષીર, મંજન, મંડન, ક્રીડન અને અંકધાવ કહેવાય છે.

—આચારાંગ શ્રુતસ્કંધ ૨, ભાવના અ. ૧૫.
—ભગવતી શતક ૧૧, ઉદ્દેશા ૧૧.

## ૪૧૩-તિર્યંચ પંચેન્દ્રિયના પાંચ ભેદ

૧. જળચર,
૨. સ્થળચર,
૩. ખેચર,
૪. ઉરપરિસર્પ,
૫. ભુજપરિસર્પ.

**૧. જળચર**—પાણીમાં ચાલનાર જીવ જળચર છે. જેવાં કે ગચ્છ, કચ્છ, મગર, ગ્રાહ, સુસુગાસ વગેરે.

**૨. સ્થળચર**—પૃથ્વી પર ચાલનાર જીવ સ્થળચર કહેવાય છે. જેવા કે ગાય, ઘોડા આદિ.

**૩. ખેચર**—આકાશમાં ઊડવાવાળા જીવ ખેચર કહેવાય છે. જેવાં કે કાગડા, કબૂતર, ચકલી, પોપટ વગેરે.

**૪. ઉરપરિસર્પ**—ઉર અર્થાત્ છાતીથી ચાલનાર જીવ ઉરપરિસર્પ કહેવાય છે. જેવાં કે સાપ, અજગર, અશાલિયા, મહુરગ વગેરે.

**૫. ભુજપરિસર્પ**—જે ભુજાથી ચાલે તે ભુજપરિસર્પ કહેવાય છે. જેવાં કે નોળિયો, ઉંદર, ખિસકોલી, ગરોડી, ચંદનઘો વગેરે.

પન્નવણા સૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રમાં તિર્યંચ પંચેન્દ્રિયના જળચર, સ્થળચર અને ખેચર એવા ત્રણ ભેદ બતાવ્યા છે. ઉરપરિસર્પ અને ભુજપરિસર્પનો સ્થળચરમાં સમાવેશ કરેલ છે.

—પન્નવણા પદ ૧

—ઉત્તરાધ્યયન અધ્યયન ૩૬

## ૪૧૪-મચ્છના પાંચ પ્રકાર

૧. અનુસ્રોતચારી,
૨. પ્રતિસ્રોતચારી,
૩. અંતચારી,
૪. મધ્યચારી,
૫. સર્વચારી.

**૧. અનુસ્રોતચારી**—પાણીના પ્રવાહને અનુકૂળ ચાલનાર મચ્છ અનુસ્રોતચારી છે.

૨. **પ્રતિશ્રોતચારી**—પાણીના પ્રવાહની પ્રતિકૂળ ચાલનાર મચ્છ પ્રતિશ્રોતચારી છે.

૩. **અંતચારી**—પાણીની પાળે ચાલનાર મચ્છ અંતચારી છે.

૪. **મધ્યચારી**—પાણીની વચમાં ચાલનાર મચ્છ મધ્યચારી છે.

૫. **સર્વચારી**—પાણીમાં બધી રીતે ચાલનાર મચ્છ સર્વચારી છે.

—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૩, સૂત્ર ૪૫૪

## ૪૨૫-મચ્છની ઉપમાથી ભિક્ષા લેનાર ભિક્ષુકના પાંચ પ્રકાર

૧. અનુસ્રોતચારી, ૨. પ્રતિસ્રોતચારી,
૩. અંતચારી, ૪. મધ્યચારી,
૫. સર્વસ્રોતચારી.

૧. **અનુશ્રોતચારી**—અભિગ્રહવિશેષથી ઉપાશ્રય પાસેથી પ્રારંભ કરી ક્રમશઃ ભિક્ષા લેનાર સાધુ અનુસ્રોતચારી ભિક્ષુ છે.

૨. **પ્રતિશ્રોતચારી**—અભિગ્રહવિશેષથી ઉપાશ્રયથી ઘણે દૂર જઈ વળતી વખતે ભિક્ષા લેનાર સાધુ પ્રતિસ્રોતચારી છે.

૩. **અંતચારી**—ક્ષેત્રના અંતમાં આવેલાં ઘરોમાંથી ભિક્ષા લેનાર સાધુ અંતચારી છે.

૪. **મધ્યચારી**—ક્ષેત્રની વચમાં આવેલાં ઘરોમાંથી ભિક્ષા લેનાર સાધુ મધ્યચારી છે.

૫. સર્વસ્રોતચારી—સર્વ પ્રકારે ભિક્ષા લેનાર સાધુ સર્વસ્રોતચારી છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશ ૩, સૂત્ર ૪૫૪.

## ૪૧૬-પાંચ સ્થાવરકાય

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવ સ્થાવર નામકર્મના ઉદયથી સ્થાવર કહેવાય છે. તેની કાય અર્થાત્ રાશિને સ્થાવરકાય કહે છે. સ્થાવરકાય પાંચ છે:-

૧. ઇન્દ્ર સ્થાવરકાય, ૨ બ્રહ્મ સ્થાવરકાય,
૩ શિલ્પ સ્થાવરકાય, ૪ સંમતિ સ્થાવરકાય,
૫ પ્રાજાપત્ય સ્થાવરકાય

૧. ઇન્દ્ર સ્થાવરકાય—પૃથ્વીકાયનો સ્વામી ઇન્દ્ર છે, તેથી ઇન્દ્ર સ્થાવરકાય કહેવાય છે.

૨. બ્રહ્મ સ્થાવરકાય—અપકાયના સ્વામી બ્રહ્મ છે, તેથી બ્રહ્મ સ્થાવરકાય કહેવાય છે

૩. શિલ્પ સ્થાવરકાય—તેજસ્કાયના સ્વામી શિલ્પ છે, તેથી શિલ્પ સ્થાવરકાય કહેવાય છે.

૪. સંમતિ સ્થાવરકાય—વાયુકાયના સ્વામી સંમતિ છે, તેથી સમતિ સ્થાવરકાય કહેવાય છે.

૫. પ્રાજાપત્ય સ્થાવરકાય—વનસ્પતિકાયના સ્વામી પ્રજાપતિ છે, તેથી પ્રાજાપત્ય સ્થાવરકાય કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૩૯૩

## ૪૧૭-પાંચ પ્રકારનો અચેત્ત વાયુ

૧ આક્રાન્ત, ૨. ધ્માત, ૩. પીડિત,
૪. શરીરાનુગત, ૫. સંમૂર્છિમ.

૧. આક્રાન્ત—પગ વગેરેથી જમીન દબાતાં જે વાયુ નીકળે છે તે આક્રાન્ત વાયુ છે.

૨. ધ્માત—ધમણ આદિ ધમવાથી જે વાયુ પેદા થાય છે તે ધ્માત વાયુ છે

૩. પીડિત—ભીના વસ્ત્રને નિચોવવાથી નીકળતો વાયુ પીડિત વાયુ છે

૪. શરીરાનુગત—ઓડકાર વગેરે ખાતાં નીકળતો વાયુ શરીરાનુગત છે.

૫. સંમૂર્છિમ—પંખા આદિથી પેદા થતો વાયુ સંમૂર્છિમ વાયુ છે.

આ પાંચ પ્રકારના વાયુ પહેલાં અચેત હોય છે અને બાદમાં સચિત્ત પણ થઈ જાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૪૪.

## ૪૧૮-પાંચ વર્ણ

૧. કાળો, ૨. નીલો (વાદળી), ૩. લાલ,
૪. પીળો, ૫. સફેદ.

આ પાંચ મૂળ રંગ છે. તે સિવાયના અન્ય સર્વે રંગો તેમના સંયોગથી પેદા થાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશ. ૧, સૂત્ર ૩૯૦.

## ૪૧૯-પાંચ રસ

૧. તીખો, ૨. કડવો, ૩, કસાયલો,
૪. ખારો, ૫. મીઠો.

આ સિવાયના બીજા રસો તેમના સંયોગથી પેદા થાય છે મૂળ રસ ઉપરના પાંચ જ છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂ. ૩૯૦.

## ૪૨૦-પાંચ પ્રતિઘાત

પ્રતિબંધ અથવા આડખીલીને પ્રતિઘાત કહે છે:—

૧. ગતિ પ્રતિઘાત, ૨. સ્થિતિ પ્રતિઘાત,
૩. બંધન પ્રતિઘાત, ૪. ભોગ પ્રતિઘાત,
૫. બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ પ્રતિઘાત.

**૧. ગતિ પ્રતિઘાત**—શુભ દેવગતિ આદિ મેળવવાની યોગ્યતા હોવા છતાં વિપરીત કર્મ કરવાથી તેની પ્રાપ્તિ ન થાય તે ગતિ પ્રતિઘાત છે. જેમકે દીક્ષા લેવાથી કુંડરીકે શુભગતિ પ્રાપ્ત કરવી જોઈતી હતી, પણ નરક ગતિ મળી અને તેથી તેની દેવગતિનો પ્રતિઘાત થયો.

**૨. સ્થિતિ પ્રતિઘાત**—શુભ સ્થિતિ બાંધી પાછળથી અધ્યવસાય વિશેષને કારણે તેનો પ્રતિઘાત કરવો અર્થાત્ લાંબી સ્થિતિને ટૂંકીમાં પરિણત કરવી તે સ્થિતિ પ્રતિઘાત છે.

**૩. બંધન પ્રતિઘાત**—આ બંધન નામકર્મનો ભેદ છે. તેના ઔદારિક આદિ પાંચ ભેદ છે. પ્રશસ્ત બંધન પ્રાપ્ત કરવાની યોગ્યતા

હોવા છતાં પ્રતિકૂળ કર્મ કરી તેનો ઘાત કરવો અને અપ્રશસ્ત બંધ। મેળવવું તે બંધન પ્રતિઘાત છે બંધન પ્રતિઘાતથી તેના સહચારી શરીર, અંગોપાંગ, સંહનન, સંસ્થાન આદિનો પ્રતિઘાત પણ સમજી લેવો.

**૪. ભોગ પ્રતિઘાત**—પ્રશસ્ત ગતિ, સ્થિતિ, બંધન આદિનો પ્રતિઘાત થતાં તેનાથી સંબદ્ધ ભોગોની પ્રાપ્તિમાં આડખીલી થવી તે ભોગ પ્રતિઘાત છે. કારણ કે કારણ ન હોવાથી કાર્ય કેવી રીતે બની શકે?

**૫. બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ પ્રતિઘાત**—ગતિ, સ્થિતિ આદિનો પ્રતિઘાત થતા ભોગની માફક પ્રશસ્ત બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમની પ્રાપ્તિમા આડખીલી પડે છે તે બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ પ્રતિઘાત છે

શારીરિક શક્તિને બળ કહે છે. જીવની શક્તિને વીર્ય કહે છે. પુરુષ કર્તવ્યને પુરુષકાર (પુરુષાકાર) કહે છે. બળ અને વીર્યનો પ્રયોગ કરવો તેને પરાક્રમ કહે છે.

—ઠાણાંગ ૫ ઉદ્દેશા ૧. સૂ ૪૦૬

## ૪૨૧-પાંચ અનંતક

૧. નામ અનંતક, ૨. સ્થાપના અનંતક,
૩ દ્રવ્ય અનંતક, ૪. ગણના અનંતક,
૫. પ્રદેશ અનંતક.

**૧. નામ અનંતક**—સચિત્ત, અચિત્ત આદિ વસ્તુનું અનંતક એ પ્રમાણે જે નામ આપવામા આવે છે તે નામ અનંતક છે.

**૨. સ્થાપના અનંતક**—કોઈ વસ્તુમાં અનંતકની સ્થાપના કરવી તે સ્થાપના અનંતક છે.

**૩. દ્રવ્ય અનંતક**—ગણવા યોગ્ય જીવ અથવા પુદ્ગલદ્રવ્યોના અનંતક દ્રવ્ય અનંતક છે.

**૪. ગણના અનંતક**—અનંતક સંખ્યા જે ગણવાની અપેક્ષા રાખે છે તે ગણના અનંતક છે.

**૫. પ્રદેશ અનંતક**—આકાશ પ્રદેશોની જે અનંતતા છે તે પ્રદેશ અનંતક છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૨.

## ૪૨૨-પાંચ અનંતક

૧. એકતઃ અનંતક, ૨. દ્વિધા અનંતક,
૩. દેશવિસ્તાર અનંતક, ૪. સર્વવિસ્તાર અનંતક,
૫ શાશ્વત અનંતક.

**૧. એકતઃ અનંતક**—એક અંશથી અર્થાત્ લંબાઈની અપેક્ષાએ જે અનંતક છે તે એકતઃ અનંતક છે. જેમકે એક શ્રેણીવાળુ ક્ષેત્ર.

**૨. દ્વિધા અનંતક**—બે પ્રકારથી અર્થાત્ લંબાઈ અને પહોળાઈની અપેક્ષાએ જે અનંતક છે તે દ્વિધા અનંતક છે. જેમકે પ્રતર ક્ષેત્ર.

**૩. દેશવિસ્તાર અનંતક**—રૂચક પ્રદેશોની અપેક્ષાએ પૂર્વ પશ્ચિમ આદિ દિશારૂપ જે ક્ષેત્રનો એક દેશ છે અને તેનો જે વિસ્તાર છે તેના પ્રદેશોની અપેક્ષાએ જે અનંતતા છે તે દેશવિસ્તાર અનંતક છે.

૪. સર્વવિસ્તાર અનંતક—સંપૂર્ણ આકાશ ક્ષેત્રનો જે વિસ્તાર છે તેના પ્રદેશોની અનંતતા સર્વવિસ્તાર અનંતક છે.

૫. શાશ્વત અનંતક—અનાદિ અનંત સ્થિતિવાળા જીવાદિ દ્રવ્ય શાશ્વત અનંતક કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૩, સૂત્ર ૪૬૨.

## ૪૨૩-પાંચ નિદ્રા

દર્શનાવરણીય કર્મના નવ ભેદ છે:-

૪ દર્શન. ૫ નિદ્રા.

દર્શનના ચાર ભેદ:-

૧. ચક્ષુદર્શન, ૨. અચક્ષુદર્શન,
૩. અવધિદર્શન, ૪. કેવળદર્શન.

નોંધ:- ચક્ષુદર્શન આદિનું સ્વરૂપ બોલ નં. ૨૦૨ પૃષ્ઠ નં. ૧૬૪ ઉપર આપવામાં આવેલ છે.

નિદ્રાના પાંચ ભેદ:—

૧. નિદ્રા, ૨. નિદ્રાનિદ્રા,
૩. પ્રચલા, ૪. પ્રચલાપ્રચલા,
૫. સ્ત્યાનર્દ્ધિ (થીણદ્ધિ)

૧. નિદ્રા—સૂનાર માણસ જે નિદ્રામાંથી સુખપૂર્વક ધીમા અવાજથી જાગી જાય તે નિદ્રા.

૨. **નિદ્રાનિદ્રા**—સૂનાર માણસ જે નિદ્રામાંથી મોટા અવાજે બોલાવ્યાથી કે શરીરને ઢંઢોળવાથી જાગે તે નિદ્રાનિદ્રા છે.

૩. **પ્રચલા**—ઊભાઊભા કે બેઠાબેઠા ઊંઘે તે પ્રચલા.

૪. **પ્રચલાપ્રચલા**—બોલતાબોલતાં, ખાતાંખાતાં કે ચાલતાં-ચાલતાં જે ઊંઘ આવે તે પ્રચલાપ્રચલા.

૫. **સ્ત્યાનર્દ્ધિ (થીણદ્ધિ)**—વજ્ર ઋષભ નારાચ સંહનનવાળા જીવને જ્યારે થીણદ્ધિ નિદ્રા આવે છે ત્યારે વાસુદેવનું અર્ધું બળ આવે છે. દિવસ કે રાત્રે વિચારેલું કામ આ નિદ્રામાં કરે છે, પણ ખબર પડતી નથી. આ નિદ્રાના મરનાર જીવ, જો પહેલાં આયુષ્યનો બંધ ન પડ્યો હોય તો, નરક ગતિમાં જાય છે.

—કર્મગ્રન્થ, પ્રથમ ભા.

—પન્નવણા પદ ૨૩

## ૪૨૪-નિદ્રામાંથી જાગવાનાં પાંચ કારણો

૧. શબ્દ, ૨. સ્પર્શ,
૩. ક્ષુધા, ૪. નિદ્રાક્ષય,
૫. સ્વપ્ન-દર્શન.

૩. ચિંતા સ્વપ્નદર્શન, ૪. વિપરીત સ્વપ્નદર્શન,
૫. અવ્યક્ત સ્વપ્નદર્શન.

**૧. યથાતથ્ય સ્વપ્નદર્શન**—સ્વપ્નમાં જે જોયું હોય તે જ વસ્તુસ્વરૂપ જાગતાં બને અથવા તેના અનુરૂપ શુભાશુભ ફળની પ્રાપ્તિ થાય તે યથાતથ્ય સ્વપ્નદર્શન છે.

**૨. પ્રતાન સ્વપ્નદર્શન**—પ્રતાન એટલે વિસ્તાર. વિસ્તારવાળું સ્વપ્ન જોવું તે પ્રતાન સ્વપ્નદર્શન છે. તે યથાતથ્ય પણ હોય અથવા અન્યથા પણ હોઈ શકે.

**૩. ચિંતા સ્વપ્નદર્શન**—જાગૃત અવસ્થામાં જે વસ્તુનું ચિંતન કરેલું હોય તે સ્વપ્નમાં જોવું તે ચિંતા સ્વપ્નદર્શન છે.

**૪. વિપરીત સ્વપ્નદર્શન**—સ્વપ્નમાં જેવું જોયું હોય તેથી વિરુદ્ધ વસ્તુ જાગૃત અવસ્થામાં પ્રાપ્ત થાય તે વિપરીત સ્વપ્નદર્શન છે.

**૫. અવ્યક્ત સ્વપ્નદર્શન**—સ્વપ્નવિષયક વસ્તુનું અસ્પષ્ટ જ્ઞાન હોય તે અવ્યક્ત સ્વપ્નદર્શન છે.

—ભગવતી શતક ૧૬, ઉદ્દેશા ૬.

## ૪૨૬-પાંચ દેવ

જે ક્રીડાદિ ધર્મવાળા છે, અથવા જેની આરાધ્ય રૂપે સ્તુતિ કરવામાં આવે છે તે દેવ કહેવાય છે. તે પાંચ પ્રકારે છેઃ—

૧. ભવ્યદ્રવ્યદેવ, ૨. નરદેવ,
૩. ધર્મદેવ, ૪. દેવાધિદેવ, ૫. ભાવદેવ.

૧. **ભવ્યદ્રવ્યદેવ**—આગામી ભવમાં દેવ તરીકે ઉત્પન્ન થનાર તિર્યંચ પંચેન્દ્રિય અથવા મનુષ્ય ભવ્યદ્રવ્યદેવ કહેવાય છે.

૨. **નરદેવ**—સમસ્ત રત્નોમાં પ્રધાન ચક્રરત્ન અને નવનિધિના સ્વામી, સમૃદ્ધ ભંડારવાળા, બત્રીસ હજાર નરેશોના અનુગત, ૭ ખંડના અધિપતિ, મનુષ્યેન્દ્ર ચક્રવર્તી નરદેવ કહેવાય છે.

૩. **ધર્મદેવ**—શ્રુત ચારિત્રરૂપ પ્રધાન ધર્મના આરાધક, ઈર્યા આદિ સમિતિ સમન્વિત યાવત્ ગુપ્ત બ્રહ્મચારી અણગાર ધર્મદેવ કહેવાય છે.

૪. **દેવાધિદેવ**—દેવોથી પણ અધિક અતિશયવાળા, અતએવ દેવોના પણ આરાધ્ય, કેવળ જ્ઞાન અને કેવળ દર્શનના ધરણહાર અરિહંત ભગવાન શ્રેષ્ઠ દેવાધિદેવ કહેવાય છે.

૫. **ભાવદેવ**—દેવગતિ, નામ, ગોત્ર, આયુ આદિ કર્મના ઉદયથી દેવભવને ધારણ કરેલ એવા વ્યંતર, ભવનપતિ, જ્યોતિષી અને વૈમાનિક દેવો ભાવદેવ કહેવાય છે.

—ઠાણાંગ ૫, ઉદ્દેશા ૧, સૂત્ર ૪૦૧.
—ભગવતી શતક ૧૨, ઉદ્દેશા ૯.

## ૪૨૭-શિક્ષા(જ્ઞાન)પ્રાપ્તિમાં બાધક પાંચ કારણ

૧. અભિમાન, ૨. ક્રોધ, ૩. પ્રમાદ,
૪. રોગ, ૫. આલસ્ય (આળસ).

આ પાંચ વાત જે પ્રાણીમાં હોય તે શિક્ષા (જ્ઞાન) પ્રાપ્ત કરી શકતું નથી. શિક્ષા (જ્ઞાન) પ્રાપ્ત કરવાની અભિલાષાવાળાં પ્રાણીઓએ

ઉપરોક્ત પાચ સ્થાનનો ત્યાગ કરી શિક્ષા (જ્ઞાન) પ્રાપ્ત કરવા માટે ઉદ્યમ કરવો જોઈએ. શિક્ષા (જ્ઞાન) જ ઇહ લૌકિક અને પારલૌકિક સર્વ સુખોનુ કારણ છે

—ઉત્તરાધ્યયન સૂત્ર અધ ૧૧, ગાથા ૩

પાંચની સંખ્યાના બોલ સમાપ્ત

# અંતિમ મંગલાચરણ

शिवमस्तु सर्वजगतः, परहित निरताः भवन्तु भूतगणाः
दोषा प्रयान्तु नाश, सर्वत्र सुखी भवतु लोक ॥

ભાવાર્થ—અખિલ વિશ્વનુ કલ્યાણ થાઓ જગના પ્રાણી પરોપકારમા લીન રહો, દોષ નષ્ટ થાઓ અને સર્વત્ર લોક સદા સુખી રહો

